# हिंदी शिक्षावलीनो अर्थ.

( तरजुमासाथे. )

## भाग बीजो

रची छपावी प्रसिद्ध करनार,


शाह भाइलाल डाह्याभाइ कसेल

ठे. गुजराती स्कुलसामुं-नवसारी.



त १९८४ | सने १९२८

मुल्य ०-५-०

# શિક્ષાવલી ભાગ બીજો.

## પાઠ ૧. માબાપનો પ્રેમ.

### મા બાપનો પ્રેમ.

लड़को–છોકરાઓ
पैदा–ઉત્પન્ન, પેદા.
सामर्थ्य–શક્તિ, બળ.
भले बुरे–સારા નરસા.
पहचान–ઓળખાણ, જ્ઞાન.
पाला पोसा–પાળ્યા, પોષ્યા.
सैकड़ों–સેકડો–અનેક.
सहे–સહ્યાં, ખમ્યા.
पर–પણ.
कष्ट–દુઃખ
होने दिया–થવા દીધું.
जीतनी–જેટલી
उतनी–તેટલી.
समझते–સમજે
पालनेमें–પોષવામાં
उन्होंने–તેમણે.
कितने–કેટલા.
उठाये–ઉઠાવ્યા.
नौ–નવ.
रक्खा–રાખ્યા.
किस–કેવા.

प्यारसे–હેતથી.
पिलाया–પાયું.
लेटाया–સુવાડયા.
झूलेमें–પારણાંમાં.
झूलाया–હીંચકયા.
थपक थपक कर–થાબડી થાબડીને.
सोलाया–સુવડાવ્યા.
गँवाया–ખોયું, ગુમાવ્યું.
पसीना–પરસેવો.
बहाय–ઉતાર્યો, વહેવડાવ્યો.
कहीं–કોઇ ઠેકાણે.
अच्छार–સારૂં સારૂં.
खिलाया–ખવાડયું.
पहिनाया–પહેરાવ્યું.
सयाने हुवे–સમજણા–મોટા થયા.
पढाया लिखाया–ભણાવ્યા ગણાવ્યા
लगाया–લગાડયા.
भलाइ–ઉન્નતિ.
कमाया–મેળવ્યું.
निछावर–અર્પણ.
बुढापेमें–ઘડપણમાં.

भला–વારુ, ત્યારે.
आदर–સન્માન.
बचो–દુર, રહો.
जी लगाकर–એક ચિત્તે, મન લગાડીને
बड़ाई–સ્તુતી, વખાણ.
कहलाओगे–કહેવાશો.
उनके–તેમને.
कभी–કોઇ વખત.
कड़ी–કઠોર, કડવી.

છોકરાઓ ! જ્યારે તમે પેદા થયા હતા, ત્યારે તમને નહોતી ઉઠવા બેસવાની શક્તિ, ન (હોતી) સારા નરસા–ખરૂં ખોટું–ની ઓળખ. આ દશામાં મા બાપે તમને પાળ્યાં પોષ્યાં, સેંકડો દુઃખ સહન કર્યાં પણ તમને દુઃખ ન થવા દીધું.

તમારી ઉપર મા બાપનું જેટલું હેત છે તેટલું કોઇનું નથી. તે તમારા સુખમાં પોતાનું સુખ સમજે છે. અને તમને દુઃખી જોઇને દુઃખી થાય છે. તમને પોષવામાં તેમણે કેટલાં દુઃખ ઉઠાવ્યાં છે.

માને જુઓ ! તેણે તમને નવ માસ પેટમાં રાખ્યા. જ્યારે તમે પેદા થયા, કેવા લાડ (અને) હેતથી તમને પોતાનું દુધ પાયું; પહોરના પહોર સુધી છાતી પર સુવાડયા; પારણામાં હીંચકયા; થાબડી થાબડીને સુવાડયા અને તમારા સુખને માટે પોતાનું સુખ ખોયું.

બાપને જુઓ ! આખો દિવસ તેણે મહેનત કરીને પોતાનો પરસેવો ઉતાર્યો. જ્યારે કોઇ ઠેકાણે ચાર પૈસા મળ્યા, (ત્યારે) ઘેર આવ્યા. તમને સારૂં સારૂં ખવરાવ્યું; સારાં સારાં (કપડાં) પહેરાવ્યાં. જ્યારે તમે કંઇક મોટા થયા; ભણાવ્યા ગણાવ્યા અથવા સારે ધંધે લગાડયા. મરતાં સુધી તમારીજ ઉન્નતિ (ભલાઇ) નું ધ્યાન રાખ્યું, જેટલું કમાયા (તેટલું) બધું તમારે માટે અર્પણ કરી દીધું.

તમે એમ ન સમજશો કે તેમણે તમારૂં પાલન માત્ર એવી આશાથી કર્યું છે કે જ્યારે તમે મોટા થશો ત્યારે તેમની સેવા કરશો અને ઘડપણમાં સુખ આપશો. ત્યારે આ ઉપકારનો બદલો તમે કેવી રીતે વાળી શકો છો ? તમારી જીંદગી સુધીની સેવા તમારાં માબાપની એક વાતની બરાબર પણ થઇ શકતી નથી.

છોકરાઓ ! તમારામાં બાપનું ઘણું સન્માન કરતા રહો. અને જે પ્રમાણે તે તમને કહે તે પ્રમાણેજ કર્યા કરો, કારણ કે તમારામાં એટલી સમજણ ક્યાંથી કે (તમે) સારા નરસાની ઓળખાણ કરી શકો ? તે જે વાતને ખરાબ કહે તેનાથી દૂર રહો (કરો નહીં) અને જે વાતને સારી કહે તે મન લગાડીને કરો. સારૂં કામ કરશો તો સરા કહેવાશો. નઠારૂં કામ કરશો તો નઠારા કહેવાશો. અને બધા લોકો તમારી નિન્દા કરશે. જ્યાં સુધી બની શકે (ત્યાં સુધી) તેમને પ્રસન્ન-ખુશ રાખવાનો યત્ન કરો. તેમને કોઈ પણ વખત કઠોર વાત ન કહો.



## પાઠ ૨ જો પાઠશાળા.

### નિશાળ.

पाठशाला–નિશાળ.
पहुँचो–પહોંચો.
आदरसे–નમ્રતા પુર્વક.
जगह–સ્થાન, જગ્યા.
विरुद्ध–ઉલટું.
आपसमें–માહોંમાહે.
बातचीत–વાત.
औरोंका–બીજાઓનો.
अकारथ–નકામો.
सहजमें–જરામાં, જલદીથી, સહેલાઇથી.
मेल–મિત્રતા, સંપ,
साथियों–મિત્રો, ભાઇબંધો.
पूँछलो–પૂછી લો.

बर्ताव-વર્તણુક.
छुट्टी-રજા.
पाओ-મેળવો.
राह-માર્ગ, રસ્તો.
किसीसे-કોઇની સાથે.
लडाई झगडा-લડાઇ ટંટો.

બાળકો ! નિશાળે પહોંચો ત્યારે ગુરૂજીને ઘણી નમ્રતા પૂર્વક પ્રણામ કરો અને પોતાની જગ્યાએ બેસીને વાંચવા લખવા માંડો. જે ગુરૂજી કહે તેની વિરૂદ્ધ કોઇ કામ નહીં કરો. ત્યાં માહોંમાહેં વાત કરો નહીં. તેમાં માત્ર તમારોજ નહીં પણ બીજાઓનો પણ વખત નકામો જશે. જે વખત જે કામ કરવાનો છે તે વખત તેમાં લગાડો. એ પ્રમાણે કરવાથી મોટાં મોટાં કાર્યો જરામાં થઈ જાય છે.

નિશાળનો વખત વાંચવાને માટેજ છે. તે વખતે ધ્યાન દઇને વાંચો, લખો અને તેને રમત ગમતમાં અથવા વાત ચીતમાં ખોઓ નહીં. પોતાની સાથના ભણવાળાઓની સાથે મિત્રતા રાખો. જો તમે એ પ્રમાણે કરશો તો તે પણ વખત આવે કામ આવશે. તમારો પાઠ કોઇ ઠેકાણે ભુલી જાઓ તો તમારા મિત્રોને પૂછી લો અને જે કંઇ તે તમને પુછે તે તેને પણ બતાવો. આવા વર્તનથી માહોંમાહેં પ્રીતિ વધે છે. જ્યારે નિશાળેથી છુટો (ત્યારે) સીધા ઘેર ચાલી આવો. રસ્તામાં કોઇની સાથે લડાઇ ટંટો કરવો યા મોડું કરવું સારૂં નથી.

---

## પાઠ ૩ જો. ગાય.

### ગાય.

सबसे-સર્વથી.
गिनी जाति है-ગણાય છે.
यहांतक-એટલે સુધી.
कि-કે.
कइ-અનેક, ઘણા.
चित कबरी-કાબર ચીતરી.

भोली-ભોળી.
छोटी-નાની.
लंबी-લાંબી.
सिरेपर-છેડે.
खुर-ખરી
बीचसे-વચમાંથી.
चारा-ખોરાક
भूसा-ઘઉં, જવના ફોતરાંનો ભુકો
खली-ખોળ
चुनी-દાળનું કોરમું.
चोकर-દળેલ ઘઉં, જુવારનું ચારણુ
चबाकर-ચાવીને
निगल-जाते हैं-ગળી જાય છે.
उगल कर चबाते हैं-પેટમાંથી મોમાં લાવીને ચાવે છે.
जुगाली-વાગોળ
पागुर-વાગોળ
बीमार-માંદી
हांसी-हिसार જીલ્લાનું નામ.
ओर-તરફ
कोसी-ગામનું નામ
सहारे-મદદથી
सिरावन-સમાર
सिंचाइ પાણી પાવું તે
जोत ते हैं-જોડે છે
चमडा-ચામડું
अमुल्य-કીમતી

હિંદુસ્તાનમાં ગાય સર્વથી ઉત્તમ ગણાય છે. એટલે સુધી કે બધાં તેને ગૌ માતા કહે છે. ગાય ઘણા રંગની હોય છે જેવી કે કાળી, લાલ, સફેદ, અને કાબર ચિતરી. ગાય ઘણી ભોળી અને સુંદર હોય છે. તેની ગરદન નાની અને પૂછડી લાંબી હોય છે. પૂછડીને છેડે લાંબા વાળનો ગુચ્છો હોય છે. ગાયની ખરી વચમાંથી ચિરેલી હોય છે. ગાયનો મુખ્ય ખોરાક ઘાસ, ભૂસું છે. પણ દૂધ વધારવાને માટે ખોળ, કોરમું અને ચારણુ પણ આપે છે. ગાય તે જાનવરોમાંથી છે જે પહેલો પોતાનો ખોરાક થોડોજ ચાવીને ગળી જાય છે. પછી કોઇ ઠેકાણે આનંદમાં બેસીને ખાધેલો ખોરાક પાછો કાઢીને ચાવે છે.

એને વાગોળવું કહે છે. ગાય વાગોળે નહીં તો જાણી લેવું જોઇએ કે (તે) માંદી છે.

બધાં દૂધોમાં ગાયનું દૂધ ઉત્તમ છે. ગાયનું દૂધ એવું સારું હોય છે કે માંદા ને પણ આપી શકાય છે. ગાયો દશથી પંદર શેર સુધી દૂધ આપે છે. આવી ગાયો ઘણું કરીને હાંસી હિસાર તરફ હોય છે. મથુરા જીલ્લામાં પણ કોસીની ગાયો ઘણું દૂધ આપે છે.

ગાયનો આજ મોટો ગુણ નથી કે તેનું દૂધ ઘણું સારું હોય છે. તેનાં બચ્ચાંની મદદથી આપણા દેશમાં ખેતી થાય છે. બળદોથી હળ ચાલે છે; બળદોથી સમાર ખેંચાય છે. બળદોથી પાણી પાવાનું કામ લેવામાં આવે છે. બળદોને ગાડીમાં જોડાય છે. મરી ગયા પછી ગાય બળદનું ચામડું કેટલાંએ કામમાં આવે છે. ખરું તો એ છે કે આપણે પરમેશ્વરનો આભાર માનવો જોઇએ કે તેણે આપણાંપર દયા કરીને આવું અમૂલ્ય પ્રાણી આપ્યું.

---

## પાઠ ૪. ક્રોધી માણસ.

### ક્રોધી માણસ.

| | |
|---|---|
| आदमी–માણસ | डूबा–ડુબી |
| बुद्धि–અકકલ | आंधी–પવનનું તોફાન |
| ठिकाने–ઠેકાણે | पेडों–ઝાડો |
| बिना सोचे–વગર વિચારે | जड–મુળ |
| कर डालता है–કરી નાંખે છે. | उखाडकर–ઉખેડીને |
| पीछेसे–પાછળથી | भूडोल–ધરતીકંપ |
| पछताना–પસ્તાવું. | अंधाधुंध–અંધેર |

| | |
|---|---|
| मचादेता है-મચાવી દે છે | गाली-ગાળ |
| रोको-અટકાવો | हाथ चलाओ-મારો |
| आया-આવ્યો | उलट कर-સામે થઇને |
| टलजाओ-ખસી જાઓ | लिपट पडा-વળગી પડયો |
| प्यास-તરસ, તૃષા | भलमंसी-ભલમનસાઇ, ભલાઇ |
| पानी-પાની | |

ક્રોધી સારાં નરસાં કામોને સમજી શકતો નથી. તે વખતે માણુસની અક્કલ ઠેકાણે રહેતી નથી. અને જે મનમાં આવે છે (તે) વિના વિચારે સમજે કરી નાંખે છે. તે માટે તેને પાછળથી પસ્તાવું પડે છે. તેનું મન હમેશાં દુઃખમાંજ ડુબી રહે છે. કોઇ તેની સાથે મિત્રતા રાખતું નથી. અને કોઈ તેની સાથે વાત કરવા ઇચ્છતું નથી. જેમ મોટો વંટોળીઓ ઝાડોને જડ મૂળથી ઉખેડીને ફેંકી દે છે અને ધરતીકંપ મોટાં મોટાં શહેરોનો સત્યાનાશ કરી નાંખે છે તેમજ ક્રોધીનો ક્રોધ પોતાની ચારે બાજુ અંધેર મચાવી દે છે.

તેથી સર્વથી પ્રથમ ક્રોધને અટકાવો. જેનાપર ગુસ્સો આવ્યો હોય તેની સામેથી ખશી જાઓ. મન તો નહીં માનશે પણુ દૃઢતાથી તેને બીજાં કામે લગાઓ. કોઇ બીજી વાત કરવા માંડો. ઉભા હો તો બેસી જાઓ. તરસ નહીં લાગી હોય તો પણુ પાણી પીઓ. જેથી ક્રોધ શાન્ત થઇ જાય. ક્રોધમાં કોઇને ગાળ નહીં દો. કોઇને કઠોર શબ્દ નહીં કહો. અને કોઇના પર હાથ નહીં ઉગામો જો તમે કોઇને ગાળ દીધી અને તેણે સામો થઇને તમને સારૂં નરસું કહ્યું અથવા તમે કોઇના પર હાથ ઉગામ્યો અને તે પણુ તમને વળગી પડયો તો તમારી ભલાઈ ધૂળમાં મળી જશે. તેથી ક્રોધ કદી કરવો નહીં જોઇએ.

# પાઠ ૫. સપૂત છોકરો.

## सपूत छोकरो.

| | |
|---|---|
| बैसाखी–કાખ ઘોડી | छींटा–ઝાપટું |
| गाँव–ગામ | खुली–ઉઘડી |
| गोरु–ગાય | कुरता–પહેરણુ |
| टूट गई–ભાંગી ગઇ | दीन दुखिया–ગરીબ દુઃખી |
| सो गया–સુઇ ગયા | रहने वाला–રહેનાર |

રામચરણુ બોલ્યો—"પુત્ર ! તમે મને પોતાનું પહેરણુ કેમ ઓઢાડ્યું ?" છોકરે જવાબ આપ્યો—"વરસાદ પડવા માંડયો હતો. તમે જાગી પડતે" રામચરણે આંખમાં આંસું ભરી છોકરાની તરફ જોઇને કહ્યું—"જ્યારે અમે પરદેશ ગયા હતા (ત્યારે) અમારે પણુ એક પુત્ર હતો, તે હવે તમારા જેવડો થયો હશે. ગરીબ દુઃખી પર જેવી તમે દયા કરી છે તેવીજ તે પણુ કરતો હોત તો હમે પોતાને ભાગ્યશાળી શમજીશું. તેનું નામ શિવચરણુ હતું અને અમારૂં રામચરણુ છે."

છોકરો તેને બાઝી પડયો અને બોલ્યો—"હુંજ તમારો પુત્ર છું અને મારૂંજ નામ શિવચરણુ છે." પોતાના પુત્રની યોગ્યતા જોઇને હરખ માયો નહીં. તે પુત્રની સાથે પોતાને ઘેર ગયો. જે કોઇ તેને ઘેર આવતું તેને ભાંગેલી કાખ ઘોડી બતાવતા અને પોતાના પુત્રના વખાણુ કરતા.

દિલ્લીમાં રહેનાર રામચરણુ એક દિવસ કાખઘોડીને આધારે ચાલતો એક ગામ જતો હતો. ગામની બહાર કેટલાક છોકરાઓ ગાયો ચારી રહ્યા હતા. જ્યારે તે એક ઝાડની નીચે પહોચ્યો ત્યારે તેની કાખ-

થોડી ભાંગી ગઈ. તે થાક્યો તો હતો જ. કામ થોડી (જમીનપર) રાખીને તે ઝાડની છાયામાં સુઈ ગયો. થોડીવારમાં વરસાદનું એક ઝાપટું પણ આવ્યું. પણ તે સુઈજ રહ્યો. રામચરણની આંખ ઉઘડી તો તેણે જોયું કે એક છોકરાએ પોતાનું પહેરણ ઉતારીને તેના મોઢા પર નાંખી દીધું છે અને પાસે બેશી તેની કામથોડી સુધારી રહ્યો છે.

---

## પાઠ ૬. સુંદરતા.

### સુંદર છોકરો.

| | |
|---|---|
| बच्चे—બાળકો | बट्टा—કલંક |
| वैसा—તેવું | बुरा—ખરાબ |
| दर्पन—આરસી | छिपा दो—ઢાંકી દો |
| अम्मा—માતાજી | सुंदर—રૂપાળો |
| भैया—ભાઈ | बुराइ—કુરૂપતા |
| बेटी—પુત્રી | भगवान—ઇશ્વર |

રત્નસિંહને બે બાળક હતાં. એક છોકરો શેરસિંહ અને એક છોકરી કુન્તી. છોકરો ઘણો રૂપાળો હતો. પણ છોકરીનું રૂપ તેવું નહોતું. એક દિવસે બન્ને પોતાનું મોઢું આરસીમાં જોવા લાગ્યાં. છોકરો પોતાના મોઢાંની સુંદરતા જોઇ ફૂલ્યો નહીં સમાયો. અને પોતાની બહેનને કહ્યું—જુઓ મારૂં મોઢું તમારા મોઢાં કરતાં કેવું સુંદર દેખાય છે. તું પણ ચાહતી હશે કે જેવું હમારૂં ( મોઢું ) સુંદર છે તું પણ તેવીજ સુંદર હોતે " આ વાતથી છોકરી ઉદાશ થઇને રડતી રડતી પોતાની માં પાસે જઇને બોલી." માતાજી ! ભાઇને કહો કે પોતાનું મોઢું આરસીમાં નહીં જોયા કરે." માંએ પુત્રીને ગળે લગાડી અને

છોકરાને બોલાવીને કહ્યું-"પુત્ર ! તુ ઘણો સુંદર છે. તને આરસીમાં તારૂં મૂખ સારૂં લાગે છે તો તારે જોઇએ કે સારી ચાલ ચાલો નહીં તો તારી સુંદરતાને કલંક (ધબ્બો) લાગી જશે. "પછી પુત્રીને કહ્યું" પુત્રી ! તને તારૂં રૂપ ખરાબ લાગે તો તને જોઇએ કે જે કંઇ તેમાં ખરાબ હોય તે પોતાની સારી ચાલથી ઢાંકી દો. અને યાદ રાખો કે સારાં રૂપને સંસાર જુએ છે. અને સારા ગુણને ભગવાન.

---

## પાઠ ૭. ચંદ્રમા.

### ચંદ્રમા.

| | |
|---|---|
| सूरज-સૂર્ય | हर-દરેક પ્રતિ |
| जोति-પ્રકાશ, તેજ | नया-નવો |
| चमकता-ચળકે | बीचमें-વચમાં, વચ્ચે |
| आड-પાછળ | अंधेरा-અંધારો, કાળો, પ્રકાશ વિનાનો |
| पूर्णमासी-પૂનમ | घूम-ફરીને |
| नित-રોજ | गुनी-ઘણી |
| अमावस-અમાસ | धब्बे-ધાબાં |
| निगाह-નજર | जान पडते हैं-માલૂમ પડે છે |
| बढने-વધવા | |
| इस भांति-આવી રીતે | |

ચંદ્રમામાં પ્રકાશ નથી. તે માત્ર સૂર્યના પ્રકાશથી ચળકે (પ્રકાશ આપે) છે. જે ભાગ સૂર્યની સામે હોય છે તે દેખાય છે અને જે પાછળ હોય છે તે દેખાતો નથી. એજ કારણ છે કે ચંદ્રમા કોઇ વખત નાનો દેખાય છે અને કોઇ વખત મોટો.

ચંદ્રમાનો આકાર ગોળ છે. પૂનેમને દિવસ આપણને પુરો ચંદ્રમા દેખાય છે. પછી રોજ થોડો થોડો ઘટતો જાય છે. એટલે સુધી કે અમાસને દિવસે તે નજરથી છુપાઇ જાય છે. પછી ધીમે ધીમે વધવા માંડે છે. અને વધતાં વધતાં પાછો પૂર્ણ થઈ જાય છે. આવી રીતે દર માસે નવો ચંદ્રમા જોવામાં આવે છે.

જ્યારે ચંદ્રમા પૃથ્વી અને સૂર્યની વચ્ચે આવી જાય છે ત્યારે કાળો ભાગ આપણી તરફ હોય છે અને આપણે તેને જોઇ શકતા નથી. ચંદ્રમાં પૃથ્વીની ચારે તરફ એક માસમાં ફરી આવે છે. પૃથ્વી ચંદ્રમાથી પચાશ ઘણી મોટી છે. ચંદ્રમા પૃથ્વી પરથી સૂર્યના જેવડો દેખાય છે. તેનું કારણ એ છે કે તે પૃથ્વીની પાસે છે અને સૂર્ય તેનાથી ચારસો ઘણો દૂર છે. જેમ પૃથ્વીપર પહાડો છે તેમજ ચંદ્રમામાં પણ છે. આ પહાડો કાળા ધાબાં જેવા માલૂમ પડે છે.



## પાઠ ૮. ડૉકટરની ચતુરાઇ.

## डाक्टरकी चतुराई

| | |
|---|---|
| उठ आई—દુ:ખવા આવી | सिर—માથું |
| दर्द—દુ:ખ | झुकाकर—નમાવીને |
| टपकाई जाती है—નાંખવામાં આવે છે | लपेट लिया—વાળી દીધી |
| डालकर—નાંખીને | सांस—શ્વાસ |
| गुण—ફાયદો | धीरज—ધૈર્ય |
| लिटा दिया—સુવાડયો | पीडा—દુ:ખ |
| पहचान कर—સમજીને | कई—અનેક, ઘણા |
| आपसे आप—પોતાની મેળે | चिघाडने लगा—અવાજ મારવા લાગ્યો. બરાડા મારવા લાગ્યો |

એક ચોપડીમાં લખ્યું છે કે એક હાથીની આંખો દુ:ખવા આવી અને ઘણા દિવસ સુધી દુ:ખથી નહીં ઉઘડી. તેના માલિકે એક ડૉકટરને પૂછ્યું-"તમે આ બિચારાની આંખોને પણ સારી કરી શકો છો ?" ડૉકટરે જવાબ આપ્યો-" જે દવા માણસની આંખમાં નાંખવામાં આવે છે તે દવા તેની આંખોમાં નાંખીને જોઇશ કે ફાયદો કરે છે યા નહીં." મહાવતે હાથીને સુવાડી દીધો અને ડૉકટરે તેની આંખોમાં દવા નાંખી. હાથી દુ:ખ નહી સહી શક્યો અને બરાડવા મંડયો, પણ થોડી વારમાં તેની આંખો જરા જરા ઉઘડવા લાગી. બીજે દિવસે જ્યારે ડૉકટર ફરીથી આવ્યા, હાથી તેની બોલી સમજીને પોતાની મેળે એક તરફ માથું નમાવીને સૂઇ ગયો પોતાની સૂંઢને વાળી લીધી અને શ્વાસ રોકી લીધો, જેમ કોઇ માણસ ધીરજથી દુ:ખ સહેવાને માટે પોતાને સંભાળે. જ્યારે બન્ને આંખોમાં દવા નાંખવામાં આવી ત્યારે તેણે લાંબો શ્વાસ લીધો અને સૂંઢ હલાવી જાણે કહેવા લાગ્યો કે હું આપને ધન્યવાદ આપું છું (આપનો આભાર માનું છું.)

---

## પાઠ ૯. મોટાઇ.

### મોટાઇ.

| | |
|---|---|
| कछुआ-કાચબો | रेंग रेंग कर-પેટ ઘસી ઘસીને |
| संयोगसे-દૈવ યોગે | अंगुल-આંગળ |
| खरहा-સસલો | लपकता-દોડું |
| ठट्ठा-મશ્કરી | दांव बद के-શરત કરીને |
| मारकर-કરીને | ठहरी-નક્કી થઇ |

सांझ—સાંજ
झपकी—ઉંઘનું ઝોકું
गहरी—ગાઢ
नींद—ઉંઘ, નિદ્રા
घसिटता—ઘસડાતો
चुपके—છાનોમાનો
अचरज—આશ્ચર્ય
लजाया—શરમાયો
सोचा—વિચાર્યું
आप ही आप—મનમાં, પોતેજ પોતાને

એક દિવસ એક કાચબો પરદેશ જવાને માટે તૈયાર થઇને જતો હતો. કે દૈવયોગે એક સસલો પણ તે તરફ જનાર હતો.

કાચબાએ કહ્યું—" આવો ભાઇ ! હું તમે સાથે ચાલીએ." સસલો મશ્કરી કરીને હસ્યો અને કહેવા લાગ્યો—" ક્યાં તુ ઘસડાતો ઘસડાતો પહોરોમાં ચાર આંગળ ધરતી ચાલે છે અને ક્યાં હુ વિજળીની માફક દોડું છું, પવનની માફક ઉડું છું ? વારૂ તારો અને મારો સાથ કેવો ?" કાચબાએ કહ્યું—" ખરૂં છે. પણ ઇશ્વરે ઇચ્છયું તો તમારી આગળ પહોંચીશ. નહીં માનો તો શરત કરીને દોડી લો." સસલે કહ્યું—અત્યારે દોડો. " બન્નેમાં દોડ નક્કી થઇ. કાચબો ધીરે ધીરે ચાલવા લાગ્યો અને સસલો એજ છલાંગમાં ઘણે દૂર નિકળી ગયો. સસલે વિચાર કર્યો કે હું જેટલું ચાલી ચુક્યો છું કાચબાને સાંજ સુધીમાં તેટલું ચાલવું કઠીન છે આવો ! એક ઝોકું (ઉંઘનું) લઇ લઉં. સસલો સુઇને ગાઢી ઉંઘ સૂઇ રહ્યો. કાચબો થોડો વાર પછી ઘસડાતો ઘસડાતો આવ્યા તો શું જુએ છે કે સસલો પડીને ઉંઘી રહ્યો છે. તે છાનોમાનો ચાલી ગયો. જ્યારે સસલો જાગ્યો અને કાચબો નહીં દેખાયો ત્યારે મનમાં કહેવા લાગ્યો કે " કાચબો હજુ સુધી પહોંચ્યો નથી, આગળ પાછળ આવી રહેશે. હું ચાલીને ઠેકાણે પહોંચી રહું." ઠેકાણે પહોંચીને કાચબાને બેઠેલો જોઇને તેને ઘણું આશ્ચર્ય થયું અને મનમાં ખૂબ શરમાયો.

## પાઠ ૧૦. વિદ્યાનું ફળ.

### विद्याका फल. વિદ્યાનું ફળ.

| | |
|---|---|
| अनबन–અણબનાવ | नर्मीसे–નમ્રતાથી |
| बुद्धिमानी–ચતુરાઈ | दंड–શિક્ષા |
| भाइबंधों–મિત્રો | हुजूर–હજુર |
| बदला–બદલો | व्याह–વિવાહ |
| मरनेपर–મરણ પછી | निर्वाह–ભરણપોષણ |
| प्रश्न–સવાલ | व्यवहार–રીતભાત |
| उनके पलटेमें–તેના બદલામાં | |

મહારાજા જયસિંહ અને ઔરંગજેબમાં કોઈ કારણથી અણુ બનાવ થયો. મહારાજા જયસિંહ પાસે બદલો લેવાની ઔરંગજેબ-અનેક યુક્તિઓ રચી રહ્યો હતો. પણ તે (જયસિંહ) પોતાની ચતુરા-ઈથી તેને હાથ આવતા નહોતા. તેના મરણ પછી બાદશાહે તેના પુત્રને પકડાવી મંગાવ્યો રાજકુમાર હજુ સુધી વિદ્યાજ ભણતો હતો અને સંસારની રીતભાત જાણતો ન હોતો. જતી વખતે તેના મિત્રોએ પોતપોતાની સમજ પ્રમાણે બાદશાહના સવાલોના ઉત્તર બતાવ્યા. રાજકુમારે કહ્યું–"કોઈ વખતે એ સિવાય કોઈ બીજા સવાલો પૂછે તો શું જવાબ દઉં ?" તેમની માતાએ કહ્યું–"પુત્ર ! એમ હોય તો પોતાની સમજથી જવાબ આપજે. ઇશ્વર તમારૂં સારૂંજ કરશે." જ્યારે રાજકુમાર બાદશાહની પાસે પહોંચ્યો ત્યારે બાદશાહે તેમના બન્ને હાથો પકડીને આંખો લાલ પીળી કરીને ( ગુસ્સે થઇને ) કહ્યું– "તારા બાપે મારી સાથે ઘણી ખરાબી કરી છે. બોલ હું તેના બદ-લામાં તને શું શિક્ષા કરૂં. ?"

રાજકુમારે ઘણી નમ્રતાથી જવાબ આપ્યો–"હજુર! લગ્નમાં કન્યાદાન વખતે પુરૂષ સ્ત્રીને એકજ હાથ પકડે છે અને તેની શરમને લીધે તેના જન્મ સુધી (તેનું) ભરણ પોષણ કરે છે તમે તો મારા બન્ને હાથ પકડયા છે. હવે મને શું ફિકર છે?" ઔરંગજેબ આ ચતુરાઇના જવાબથી ખુશ થયો અને ઘણું સરખું રાજ પોતાની પાસેથી આપીને તેનું નામ "સવાઇ જયસિંહ"–મહારાજા જયસિંહ રાખ્યું.

## પાઠ ૧૧ બુરાઇ કે બદલે ભલાઇ.

## ભુંડાઇને બદલે ભલાઈ.

| | |
|---|---|
| ठाकुर–ઠાકોર | झोंपडी–ઝુંપડી |
| चौपाल–ચોક, ઓટલો | टिका लिया–રાખી લીધો |
| दम–જીવ | पयाल–સાદડી |
| झिडक कर–વઢીને, ધુત્કારીને | बिछाकर–પાથરીને |
| रातेपीले–લાલપીળો ( ગુસ્સાની નિશાની ) | कम्मल–કામળો |
| हड्डी पसली–હાડકાં પાંસળાં | चार आंखें हुई–મળ્યા |

રામ પ્રસાદ ઠાકોર એક દિવસે પોતાના ઓટલા પર બેઠો હતો. એવામાં એક ભીલ હાર્યો, થાકયો, ભુખો તરસ્યો તે તરફ આવી ચઢયો અને રામ પ્રસાદને કહ્યું:–

"ભુખને લીધે મારો જીવ નીકળી જાય છે. કંઇક ખાવાનું મળી જાય તેથી આગળ ચાલવાનો આધાર થાય." રામ પ્રસાદે તેને ધુત્કારીને કહ્યું:–'જા અહીં તારે માટે ખાવાનું કંઇ નથી" ત્યારે

તે બીચારે કહ્યું:-"થોડું પાણીજ પાઓ." રામ પ્રસાદ લાલ પીળો (ગુસ્સે) થઇ ગયો અને કહેવા લાગ્યો. "તું અહીંથી જશે (જાય છે) કે નહીં: ઉઠું. તારા હાડકા પાંસળા ભાગી નાંખું!" આ સાંભળીને તે બિચારો છાનો માનો ચાલી ગયો.

એક દીવસે રામ પ્રસાદ શિકાર માટે વનમાં ગયો. ત્યાં રસ્તો ભૂલ્યાથી ભટકતો ભટકતો એક ઝુંપડા પાસે જઈ પહોંચ્યો. ઝુંપડીના માલીકે તેને પોતાને ત્યાં આશરો આપ્યો (રાખ્યો) કારણ કે રાત ઘણી વીતી ગઇ હતી. અને તેનું ગામ ઘણું દુર હતું. તે એક લોટામાં પાણી ભરી લાવ્યો અને જે કંઇ પોતાની પાસે ખાવાનું હતુ તે આગળ ધર્યું. જ્યારે રામ પ્રસાદ ખાઇ પી ચુકયો ત્યારે તેમને સુવાને માટે સાદડી પાથરીને ઉપર કામળી મુકી. આખી રાત આનન્દથી સુતા. સવારે ઉઠયા પછી બન્ને મળ્યા ત્યારે રામ પ્રસાદ કંઇ બોલ્યો નહીં કારણ કે એ તેજ ભીલ હતો જેને તેમણે ધુત્કાર્યો હતો. જતી વખતે ભીલે રામ પ્રસાદને કહ્યું. "જ્યારે કોઇ વખત કોઇ ભૂખ્યો તરસો તમારી પાસે આવે તો તેને કંઇ ખાવા પીવા આપ્યા કરો. ધુત્કારીને નસાડી નહીં મુકો."

## પાઠ ૧૨. બુદ્ધ અને દેવદત્ત.

### બુદ્ધ અને દેવદત્ત.

| | |
|---|---|
| चचेरे–પિત્રાઇ | बुरा–ખરાબ |
| झुंड–ટોળું | निर्दोषी–દોષવિનાના |
| अधमरे–મરણતોલ | कुछ भी–જરાપણ |
| घाव–ઘા | बडा झगडा–મોટી તકરાર |
| गिराया–પાડયો | निपटाने–નિકાલ કરવાને |

| | |
|---|---|
| अधिकार-હક | मान ली-કબુલ કીધી |
| अधिक-વધારે | इतनेमें-એટલામાં |

એક દિવસે ગૌતમ બુદ્ધ અને તેનો પિત્રાઇ ભાઇ દેવદત્ત બન્ને વાડીમાં બેઠા હતા. તે વખતે એક હંસનું ટોળું હિમાલયની તરફથી જઇ રહ્યું હતું. દેવદત્તે એક હંસ પર તીર માર્યું. તે ઘાયલ થઇને જમીન પર પડયો. તેનું દુઃખ જોઇને બુદ્ધની આંખોમાં આંસુ આવી ગયાં. તે મરણ તોલ હંસને બુધ્ધે ઉંચકી લીધો. તેની ઉપર હાથ ફેરવી ફેરવીને ધીરે ધીરે તીર ખેંચી કાઢયું અને તેના ઘા ઉપર દવા લગાડીને તેને પોતાની છાતીએ ચાંપ્યો. એટલામાં દેવદત્તે કહ્યું-" મેં આ હંસને મારીને પાડયો છે એ મને આપી દો." બુધ્ધે કહ્યું "તમે ઘણું ખરાબ કામ કર્યું કે આ નિર્દોષ જીવને માર્યો, તમને જરા પણ દયા નહીં આવી ! "હું તમને આ હંસ કદી પણ આપીશ નહીં." બન્નેમાં મોટી તકરાર પડી. અને તેનો નિકાલ કરવાને માટે વિદ્વાનોની સભા ભરવામાં આવી. તેમાંથી એકે કહ્યું કે મારનાર કરતાં બચાવનારનો હક આ હંસપર વધારે છે. આ વાત બધાએ કબુલ કીધી. અને હંસ બુદ્ધનીજ પાસે રહ્યો. સારો થતાં બુધ્ધે તેને ઉડાડી મુકયો. આ પ્રમાણે બાળકો ! તમે પણ બીજા પર દયા કરતાં શિખો.

---

## પાઠ ૧૩. મિત્ર ધર્મ.

### મિત્ર ધર્મ.

| | |
|---|---|
| जीवजान-સાચો જીવ આપે તેવો | सहायता-મદદ |
| आपसमें-એમનામાં | झटपट-જલદી |
| पडनेपर-પડતાં | आध-અડધી, થોડી |

सुनाओ-સંભળાવો
विपति-આપદા; કષ્ટ
इष्ट-ભલું કરનાર
अरु-અને
जीत-જ્યાં
जानि पडे-જાણુ પડે છે, જણાય જાય છે.
सब कोम-બધા
बराबर-સમાન

બે સાચા મિત્રો પરદેશ સાથે જતા હતા. માહોં માહે આ ઠરાવ થયો કે દુઃખ પડતાં એક બીજાની મદદ કરવી. એક વખતે બન્ને (જણુ) એક જંગલમાં થઇને જતા હતા કે તેવામાં એક રીંછનો મેળાપ થઇ ગયો. તેમનામાંથી એક જલદી દોડીને ઝાડપર ચઢી ગયો અને બીજો શ્વાસ બંધ કરીને જમીનપર મરેલાની માફક સુઇ ગયો. કેટલોક વાર સુધી રીંછ તેનું મોઢું અને કાન સુંઘતો રહ્યો, છેવટે મરેલો જાણીને છોડીને ચાલવા માંડયું. જ્યારે રીંછ થોડે દુર નિકળી ગયો હતો તો (જે) માણુસ ઝાડપર ચઢી ગયો હતો તે ઉતરીને પોતાના સાથીને પૂછવા લાગ્યો-" મિત્ર તમારા કાનમાં પોતાનું મોઢું વારંવાર લગાડીને રીછ શું કહેતો હતો?" તેણે કહ્યું-"રીછે મારા કાનમાં એવી વાતો કહી કે હું શું કહું?" તેના મિત્રે કહ્યું-" એકાદ વાત તો અમને સંભળાવો." તે માણુસે કહ્યું-" એક વાત તો એ હતી કે માણુસે પોતાનું કામ કરવું અને મિત્રનો સંગ નહીં કરવો. તેની સાથે પ્રીતિ નહીં કરવી જોઇએ." સત્ય કહ્યું છે કે-

જે થોડા દિવસ હોય (તે) કષ્ટ સમાન સુખ નથી, ભલું ઇચ્છનાર મિત્ર અને બંધુ જ્યાં (ત્યાં) બધા જણાય જાય છે.

---

# પાઠ ૧૪ ભેડિયા

## વરૂ

| | |
|---|---|
| पाया–મળે | नोकीली–અણીદાર |
| बहुतायसे–મોટા જથ્થામાં | खोज–શોધ |
| घने–ઘટ્ટ | भिटेमें–રહેઠાણમાં |
| पैने–અણીદાર | इकट्ठे–એકઠાં, સાથે |
| झबरी–લાંબાવાળવાળી | चोट–તડાપ, હુમલો |
| सूरत–દેખાવ, ચહેરો, ઘાટ | यतीमखानेमें–અનાથાશ્રમમા |
| कुत्तेसे–કુતરાને | यतीमखाना–અનાથાશ્રમ |
| खडे–ઉભા | मिलती जुलती–લગભગ |

વરૂ બધે ઠેકાણે મળી આવે છે. પણ આ દેશમાં મોટા જથામાં થાય છે. એનો રંગ ભૂરો, વાળ ઘટ્ટ, દાંત અણીદાર, પૂછડી લાંબા વાળવાળી હોય છે. એનો ચહેરો કુતરાને મળતો હોય છે. એની ઉંચાઇ ત્રણ ફુટ સુધી હોય છે. એના કાન લાંબા હોય છે અને ઉભા રહે છે. નાક લાંબુ અને અણીવાળું હોય છે. વરૂ માંસ ખૂબ ખાય છે. તે રાતના શિકારની શોધમાં નિકળે છે અને દિવસે પોતાના રહેઠાણમાં છુપાઈ પડી રહે છે. વરૂનાં ટોળેટોળાં સાથે ફર્યા કરે છે. જ્યાં સુધી વરૂ ખૂબ ભૂખ્યું હોતું નથી ત્યાં સુધી માણસ પર તડાપ મારતું નથી. અનેકવાર તે બકરાંનાં બચ્ચાંને ઉંચકી લઇ જાય છે. અને કોઇ કોઇ વખતે માણસનાં બચ્ચાંને પણ લઈ જાય છે. કોઇ વખત માણસના બચ્ચાંને વરૂ પાળે છે. આગરાની પાસે સિકંદરેના અનાથાશ્રમમાં એવો એક છોકરો હતો જે વરૂના (પોતાના) રહેઠાણમાંથી મળ્યો હતો.

## પાઠ ૧૫ ઉપકાર પર અપકાર
## ઉપકારને બદલે અપકાર.

| | |
|---|---|
| अटक–અટકી | मांगोगे–માગશો |
| बहुतेरा–ખૂબ, ઘણા | खींचली–ખેંચી લીધી |
| खांसा खखारा–ખંખારા કર્યા | हरिन–હરણ |
| सारस–સારસ પક્ષી | सुध दिलाकर–યાદ આપીને |
| निवाहो–પાલન કરો, બજાઓ | गरदन–ડોક |
| चोंच–ચાંચ | |

ખાતાં ખાતાં એક વરૂના ગળામાં હાડકું અટકી ગયું. ઘણા ખંખરા કર્યા પણ હાડકું બહાર નહીં નિકળ્યું. છેવટે તે સારસની પાસ ગયો અને કહ્યું, " અમે અને તમે એકજ જંગલના રહેનાર છીએ. આ વખતે પડોસીનો ધર્મ બજાઓ. મારા ગળામાં હાડકું અટકી ગયું છે. અને જીવ જવાની તૈયારી છે. પોતાની લાંબી ચાંચથી એને કાઢી લો. જે માગશો (તે) આપીશ. " સારસે એ વાત કબુલ કરી અને વરૂના ગળામાં પોતાની લાંબી ડોક ઘાલીને હાડકું ખેંચી લીધું. એક વખતે વરૂ શિકાર કરીને એક હરણ લાવ્યો અને નદીને કિનારે બેસીને ખાવા લાગ્યો. એટલામાં સારસ (તેની) પાસે જઈ પોતાના ઉપકારની યાદ દેવડાવીને કહેવા લાગ્યો. " આજ હું ઘણો ભૂખો છું. મને પણ એક ટુંકડો આપો. " વરૂએ જવાબ આપ્યો—" અરે, મુર્ખ ! આ ઉપકાર ક્યાં ઓછો છે કે તેં મારા ગળામાં પોતાની ડોક ઘાલી અને મેં તને છોડી દીધો અને તારો જીવ બચાવ્યા. "

છોકરાઓ ! જુઓ આવો ઉપકારને બદલે અપકાર કદી પણ નહીં કરો.

## પાઠ ૧૬ ભેડિયાની લુચ્ચાઇ
## વરૂની લુચ્ચાઇ

| | |
|---|---|
| बहाव–પ્રવાહ | गिड़गिड़ाकर–કરગરીને |
| मैला–મેલું | बक वादी–બોલકણું |
| डरावनी–ભયંકર | दबोच लिया–પકડી લીધું |
| सूरत–આકૃતિ | दबोचना–પકડવું |
| घुड़की–ધમકી | फाड़कर–ફાડીને |
| कांप उठा–ધ્રુજી ઉઠયો | कैसे–કેવી રીતે |

એક દિવસ એક વરૂ જમના નદીને કિનારે ઉભું પાણી પી રહ્યું હતું. તેની આગળ નદીના પ્રવાહ તરફ એક ઘેટાંનું બચ્ચું પણ પાણી પી રહ્યું છે. તેને જોઇને તેને કંઇ દોષ લગાડી મારવાની ઇચ્છા કીધી. તેથી ઘેટાંનાં બચ્ચાંની પાસે જઇ (વરૂ) કહેવા લાગ્યો "અરે દુષ્ટ ! અમે તરસે મરીએ છીએ અને તું પાણી મેલું કરે છે. જેથી અમે પી શકતા નથી." ગરીબ ઘેટાંનું બચ્ચું વરૂની ભયંકર આકૃતિ જોઇને ધમકીથી ધ્રુજી ઉઠયું અને કરગરીને બોલવા લાગ્યું. "પાણી તમારી તરફથી મારી તરફ આવી રહ્યું છે. મારી તરફનું પાણી કેવી રીતે તમારા સુધી જઇ શકે છે ! તમે આ શું કહો છો" વરૂએ જવાબ આપ્યો. "તું ઘણું બટકબોલુ (બોલકણું) છે. બાર મહીના થયા તેં મને ઘણી ગાળ દીધી હતી." બચ્ચાંએ કહ્યું "હજુ તો હું બાર મહીનાનું પણ થયું નથી. ગાળ કોઈ બીજાએ દીધી હશે." ત્યારે વરૂ બોલ્યો "તેં ગાળ નહીં દીધી હશે તો તારી માંએ દીધી હશે" બચ્ચાંએ કહ્યું "મારી માં તો જે દિવસે હું પેદા થયું હતું તે દિવસે મરી ગઇ." આ સાંભળીનેજ વરૂએ બચ્ચાંને પકડી લીધું અને ફાડીને તેને ખાઇ ગયો.

## પાઠ ૧૭ દિશા

### દિશા.

| | |
|---|---|
| पूरब–પૂર્વ | बाये–ડાબે |
| पच्छिम–પશ્ચિમ | मेरीनर्स कंपास–દિશા પારખવાનું યંત્ર |
| दक्खिन–દક્ષિણ | कुतुबनुमा–હોકાયંત્ર |
| सबेरे–સવારે | सुइ–કાંટો ઘડીઆળના કાંટા જેવો |
| जीधर–જ્યાં, જે દિશામાં | त्रिशूल–આવો આકાર |
| उधर–ત્યાં, તે દિશામાં | धोखा–ભૂલ |
| दाहिने–જમણે | |

પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ આ ચાર મુખ્ય દિશાઓ છે. સવારે જે દિશામાં સૂર્ય નિકળે છે તે દિશામા મોઢું કરીને ઉભા હોઇએ તો તમારા જમણે હાથે દક્ષિણ, ડાબે ઉત્તર, પીઠ પાછળ પશ્ચિમ અને સામે પૂર્વ હશે. હિન્દુ (લોકો) દશ દિશા માને છે. ચારે તો તે છે જે ઉપર લખી આવ્યા છે. ચાર અને તેમની વચ્ચમાં (ઈશાન, નૈઋત્ય, વાયવ્ય, અગ્નિ) માનવામાં આવી છે. એક ઉપર (આકાશ) અને એક નીચે (પાતાળ). અંગ્રેજોએ એક એવું યંત્ર બનાવ્યું છે. જેથી તેની મેળેજ દિશા માલુમ થઇ જાય છે. આ યંત્રને અંગ્રેજીમાં "મરીનર્સ કંપાસ" (હોકાયંત્ર) અને ફારસીમાં "કુતુબનુમા" (દિશા બતાવનારૂં યંત્ર) કહે છે. તેની અંદર એક કાંટો હોય છે જે ગમે તેમ ફેરવીને મુકીએ તો હમેશાં ઉત્તર દક્ષિણ થઇ જાય છે. કાંટાને છેડો, જે ઉત્તર તરફ રહે છે, ત્યાં એક ત્રિશુળ બનાવેલું હોય છે આથી દિશા જાણવામાં કદી ભૂલ થતી નથી.

---

## પાઠ ૧૮ દિન મહિને, વરસ—દિવસ માસ અને વર્ષ

| | |
|---|---|
| कितनेक—કેટલાક | सावन—શ્રાવણ |
| हफता—સપ્તાહ, અઠવાડીઉં | भादों—ભાદરવો |
| बिहफै—ગુરૂવાર | कुँवार—આશો |
| सनीचर—શનિવાર | कार्तिक—કાર્તક |
| इतवार—રવિવાર | अगहन—માગસર |
| बृहस्पति—ગુરૂવાર | पूस—પોષ |
| चैत—ચૈત્ર | फागुन—ફાગણ |
| बैसाख—વૈશાખ | अंतर—તફાવત |
| आषाढ—અષાડ | |

આપણે ત્યાં સૂર્ય ઉગવાથી દિવસ ગણવામાં આવે છે. કેટલાક લોકો રાતના બાર વાગતાથી દિવસ ગણે છે. ચોવીસ કલાકનો એક દિવસ ગણાય છે. સાત દિવસનું એક અઠવાડીઉં હોય છે. જેના નામો આ છે. સોમવાર, મંગળવાર, બુધવાર, ગુરૂવાર, શુક્રવાર શનિવાર અને રવિવાર. એમને સંસ્કૃતમાં ચંદ્રવાર, ભૌમવાર, બુધવાર, ગુરૂવાર, શનિવાર, રવિવાર કહે છે. રવિવારને આદિત્યવાર અને બિહફેને બૃહસ્પતિ—ગુરૂવાર પણ કહે છે. તીસ દિવસનો એક માસ ગણાય છે. આપણે એક પૂનમથી (ઉત્તર હિંદુસ્તાનમાં) બીજી પૂનમ સુધી એક માસ માનીએ છીએ. આમાં કોઇ વખતે ૨૯ દિવસ હોય છે. કોઇ વખતે ૩૦ પણ હોય છે. હિન્દુઓના મહીનાના નામો ચૈત્ર, વૈશાખ, જેઠ, આષાઢ, શ્રાવણ, ભાદરવો, આસો, કાર્તિક, માગશર, પોષ, મહા અને ફાગણ. કુંવારને કોઇ કોઇ ઠેકાણે આસોજ,

અગહનને મગસિર અને માહને માઘ કહે છે. વળી અંગ્રેજી મહીનાના દિવસોમાં પણ ફેરફાર હોય છે. એક મહીનો ૨૮ દિવસનો હોય છે. ચાર માસ ત્રીશ દિવસના ગણાય છે અને સાત એકત્રીસ દિવસના હોય છે દર ચોથે ૨૮ દિવસવાળો મહીનો ૨૯નો ગણાય છે. અંગ્રેજી મહીનાના નામ આ છે.—જાનેવારી ૩૧, ફેબ્રુઆરી ૨૮, માર્ચ ૩૧, એપ્રિલ ૩૦, મે ૩૧, જુન ૩૦, જુલાઇ ૩૧, ઓગષ્ટ ૩૧, સપ્ટેંબર ૩૦, અકટોબર ૩૧, નવેંબર ૩૦ ડીસેંબર ૩૧.

---

## પાઠ ૧૯ ગંગોત્રી ઔર ગંગાજી
## ગંગોત્રી અને ગંગાજી

| | |
|---|---|
| कमसे कम—ઓછામાં ઓછા | संगम—મેળાપ |
| निकास—મૂળ | मेला—મેળો; જાત્રા |
| चौडी—પહોળી | नहर—પાણીનો બનાવટી માર્ગ |
| चट्टान—ચટાઇ માફક | निकाली है—કાઢવામાં આવી છે |
| सरकती है—વહે છે | तीर्थस्थान—જાત્રાનું ઠેકાણું |
| खड्ड—ખાડો | हरसाल—દરેક વર્ષે |
| गोमुख—ગાયનું મૂખ | कोस—લગભગ બે માઇલ |

બાળકો ! તમે કોઇ વખત ગંગાજીમાં સ્નાન કર્યું છે? સેંકડો માણસો એવા હશે જેમણે ઓછામાં ઓછું એકવાર તો ગંગાજીમાં સ્નાન કર્યું જ હશે. પણ એવા બરડા માણસો પણ ઘણા થોડા છે જેમણે ગંગાજીનું મૂળ જોયું હોય. એક બે કોસ ઉંચો પહાડ તળીયાં સુધી બરફથી ઢંકાયલો છે. તેની ઉપરથી એક બરફની નદી અડધો કોસ પહોળી અને કેટલાકો કોસ લાંબી ધીમે ધીમે નીચે આવી રહી

છે. તેની ચાલ એવી તો ધીમી છે કે એકદમ જોવાથી તો સપાટ મેદાન જેવી બરફની માલુમ પડે છે. પણ બેચાર કલાક સુધી કોઈ બરાબર જોતા રહે તો તેનું વહેવું માલુમ પડી જાય છે. આ મોટી બરફની નદીમાં એક ખાડો છે. એને હિન્દુ લોકો ગોમૂખ-(ગાયના મુળ જેવું) કહે છે. અને આ ગોમૂખમાંથી ગંગાજીનું પાણી નિકળે છે. ગંગાજી પ્રથમ તો પહાડોમાં કોશો સુધી વહે છે. દેવ પ્રયાગમાં અલકનંદા નદીની સાથે એનો સંગમ થાય છે. ત્યાંથી ગંગા નામ પડ્યું છે. દેવ પ્રયાગની ઉપર ભાગીરથી નામ છે. ઋષિકેશમાં ગંગાજી પહાડોમાંથી નિકળીને મેદાનમાં વહી છે જ્યાંથી ૧૩ માઇલ ચાલીને ગંગાજીને કિનારે હરિદ્વાર મોટું તીર્થસ્થાન છે. અહીં દરવરસે વૈશાખ મહીનામાં મોટો મેળો ભરાય છે. અને અહીંથી નહેર કાઢવામાં આવી છે.

---

## પાઠ ૨૦ પશુઓ ઓર પક્ષિયોંકી લડાઇ

## પશુઓ અને પક્ષીઓની લડાઇ.

| | |
|---|---|
| चिमगादर—ચામાચીડીઉં, ચીમોડીઉં | सो जाति हैं—સુઇ જાય છે. |
| चिड़ियों—પક્ષીઓ | जीत—વિજય |
| संग—સંગાત, સાથ | मेरे से—મારા જેવા |
| पर—પાંખ | कहीं—ક્યાં |
| बसेरा—આરામ | |

જંગલમાં એક દિવસ પશુઓ અને પક્ષીઓમાં લડાઇ થઇ રહી હતી. ચામાચીડીઉં જુદું ઉભું રહીને જોતું રહ્યું. ઉભાં ઉભાં મનમાં વિચારતું હતું કે જેની જીત થશે તેમનામાં જઇ મળીશ. કોઈ કંઇ

પૂછે તો કહેતું હતું કે "અમે તો નહીં એમનામાં કે નહીં તેમનામાં" પશુઓની જીત જોઇને તેમની પાસે જઇને બોલ્યું "હું તો તમારામાંથી છું." મારી ગણત્રી પક્ષીઓમાં નથી વારૂ કોઈ વખત કોઇએ એવું પક્ષી જોયું છે. જેના દાંત મારા જેવા હોય? થોડીવાર પછી ફરીથી લડાઈ થઇ. તેમાં એવું થયું કે પક્ષીઓની જીત થઇ. આ જોઇ પશુઓનો સંગાત છોડીને તેમનાંમાં જઇ ભળ્યું અને કહેવા લાગ્યું "હું પણ તમારામાંથીજ છું. જૂઓ મને પણ પાંખ છે. પશુ પણ ક્યાં મારી માફક ઉડી શકે છે? એવી દશામાં હું પક્ષી નહીં તો શું છું.?" ચામાચીડીઆની આટલી ચતુરાઇએ પણ તેમનો સાથ નહીં કીધો અને બન્નેમાંથી કોઇએ તેમનાંમાં નહી મેળવ્યા ત્યારે નિરાશ થઇને બન્નેથી જુદા થવું પડયું. આ કારણથી તે આખો દિવસ તેમની સામે નિકળતું નથી અને પોતાનું મોહું સંતાડી પડી રહે છે. જયારે પશુઓ સુઇ જાય છે, અને પક્ષીઓ આરામ લે છે ત્યારે તે રાતે નિકળે છે. કે તેને કોઇ જુએ નહીં.

---

## પાઠ ૨૧. પાદશાહ સીકંદર કી ભલાઇ.

## બાદશાહ સિકંદરની ભલાઇ.

| | |
|---|---|
| मक दूनिया–મેસીડોનિયા | मुझसे–મારાથી |
| फैल कूस–ફેલકુસ | बढकर–ચઢીયાતો |
| इसामसीह–ઇશુખ્રિસ્તી | फारिस–ઇરાન |
| हकीम–તત્વવેત્તા | डटा रहा–ટકી રહ્યો |
| अरस्तु–એરીસ્ટોટલ | अचरज–આશ્ચર્ય |
| लडकपन–બાળપણ | बेधड़क–નિર્ભય |
| | फेर–પાછું |

ज्वर–તાવ | तैंतीस–તેત્રીશ
उन्तीस–ઓગણત્રીસ | ज्यों त्यो–જેમ તેમ

મેસીડોનીયાના બાદશાહ ફેલકૂસનો સિકંદર નામનો એક પુત્ર હતો. તેનો જન્મ ઇશુખ્રિસ્તના જન્મથી ત્રણુસો છપ્પન વરસ અગાઉ થયો. તેણે તત્વવેત્તા એરીસ્ટોટલ પાસે વિદ્યા શીખી. તે બાળપણુથી એજ ઇચ્છતો હતો કે હું એવું કામ કરૂં કે મારાથી ચઢીઆતો દુન્યામાં કોઈ નિકળે નહીં. ઇરાન વગેરે દેશોને સહેજમાં જીતીને તેણે પોતાના રાજ્યમાં જોડી દીધા. અને ત્યાંના બાદશાહના કુટુંબ સાથે ઘણી ભલાઈની વર્તણુંક ચલાવી. ૨૯ વરસની ઉમરમાં સિકંદરે હિન્દુસ્તાન પર ચઢાઈ કીધી. જેલમ નદીને કિનારે રાજા પુરૂની ઘણી મોટી સેના સાથે કેટલાકો કલાક સુધી મોટી લડાઇ થઇ. છેવટે રાજાની સેના રણુક્ષેત્ર છોડીને નાઠી પણુ રાજા ત્યાંથી ખસ્યો નહીં. છેવટ સુધી લડાઇમાં એકલો હાથી પર ટકી રહ્યો. સિકંદરને તેની બહાદૂરી વિષે ઘણું આશ્ચર્ય થયું અને તેણે કહી મોકલ્યું "રાજા હજી પણુ મારી પાસે આવી જાય તો હું તેને છોડી દઉં. આ સાંભળી રાજા નિર્ભયતાથી બાદશાહની પાસે ગયો. સિકંદરે પૂછ્યું "હું તમારી સાથે કેવી રીતે વર્તું ?" રાજાએ જવાબ આપ્યો "જેવી રીતે રાજા રાજાઓની સાથ વર્તે છે." સિકંદર તેની હિંમત જોઇને ખૂબ પ્રસન્ન થયો અને તેનું આખું રાજ્ય તેને પાછું આપ્યું. સિકંદર ત્યાંથી આગળ વધવા માગતો હતો પણુ તેની સેનાએ આ વાત માની નહીં. સિકંદરે પોતાના લશ્કરને સમુદ્ર માર્ગે મોકલી દીધું અને પોતે જેમ તેમ બાબીલન પહોંચ્યો ત્યાં તેને તાવ આવ્યો અને તેત્રીસજ વરસની ઉમરે મરી ગયો. બાળકો તમે પણુ એવી

ભલાઇ કરવા માંડો. દુશ્મનોની સાથે પણ ભલાઇ કરવી બહાદુર માણસનું કામ છે.

## પાઠ ૨૨ तोता

## પોપટ

| | |
|---|---|
| बहुधा–ઘણું કરીને | किसानों–ખેડુતો |
| टेढी–વાંકી | चौकसी–સંભાળ |
| पंजे–પગ | मटिया मेंट–સાફ ચોકખું (અનાજ ખાઇ જાય છે) |
| अंगुलियां–આંગળીઓ | काटता है–કરડે છે. |
| सहारे–મદદથી | अजान–અજાણ્યા |
| कड़े–સખત, કઠણ | शील–શરમ |
| घोंसला–માળો | तोता चश्म–વગર શરમનો નિર્લજ્જ |
| अखरोट–અખોડ | बहुत कम–ઘણુંજ થોડું; |
| सरदी–ઠંડી | |

પોપટ હિન્દુસ્તાનમાં ઘણું કરીને લીલા રંગના હોય છે. બીજા દેશોમાં ભૂરા, લાલ, અથવા પીળા રંગના હોય છે. પોપટની ચાંચ મોટી વાંકી અને લાલ રંગની હોય છે. તેને બે પગ (પંજા) હોય છે. અને દરેક પગે ચાર આંગળાં હોય છે. આંગળાંની મદદથી તે ઉપર ચઢે છે. તેના પગ હાથનું કામ આપે છે. ગરમ દેશોમાં પોપટ હોય છે. જ્યારે લોકો એને ઠંડા દેશોમાં લઇ જાય છે તો ગરમ જગ્યામાં રાખે છે. ઠંડીથી ઘણું ખરૂં પોપટ મરી જાય છે. તેની ચાંચ મોટી અણીદાર હોય છે. તે કઠણમાં કઠણ અખોડને સહેલાઇથી તોડી નાંખે છે. અને ઝાડોમાં માળા બનાવીને રહે છે. પોપટના ટોળેટોળાં જંગલોમાં માલુમ પડે છે. પોતાનાં ખેતરોને

આનાથી (પોપટથી) બચાવવાને માટે ખેડુતોને ઘણી સંભાળ રાખવી પડે છે. એનું ટોળું જે ખેતરમાં બેસી જાય છે તેને સાફ કરી નાખે છે. આ દેશમાં ઘણા લોકો પોપટ પાળે છે. તે માણસની માફક શીખવવાથી બોલવા માંડે છે. પોતાના પાળકને પોપટ ભાગ્યેજ કરડે છે. અજાણ્યા માણસને તરત કરડી ખાય છે. એની આંખમાં શરમ હોતી નથી. તેથી શરમ વિનાના માણસને તોતા ચશ્મ-નિર્લજ કહે છે.

---

## પાઠ ૨૩ અક્કલકે નમુને

### અક્કલના નમુના

| | |
|---|---|
| मेल जोल–સાથે, સંપથી | पाता– |
| माल असबाब–માલ મિલકત | फूट–કુસંપ |
| बांटना–વહેંચવા | टहलुइ–ચાકરડી |
| झगडे बखेडे–લડાઇ ટંટા | जान–જીવ |
| बंटवारा–વહેંચણ | जानकार–જાણીતો અનુભવી |

કાશીના જટાશંકરે ઘણું ધન પેદા કર્યું હતું. તેને ભવાનીશંકર અને શિવશંકર નામના બે છોકરા હતા. બાપના મરણ બાદ બન્ને ભાઇ સંપથી રહી શક્યા નહીં અને બધી માલ મિલકત માંહોમાંહે વહેંચવાની ઇચ્છા કરી. માહોમાંહે ઘણા લડાઈ ટંટા થયા. તેમ છતાં પણ બરાબર વહેંચણ નહીં થવાથી એક જાણીતા વકીલ પાસે ગયા. તેણે તેમની બધી હકીકત સાંભળીને એમ કહ્યું "જે કંઇ તમારી પાસે છે તેના બે બરાબર ભાગ કરીને વહેંચી લો." બન્ને ભાઇ-ઓને આ વાત પસંદ આવી. અને ઘેરે આવીને તેમણે એમજ કર્યું.

રૂપીઆ, પૈસા, ઘરેણાં, ગાંઠાં, મકાન, ખેતર, મિલકત બધું અડધાં અડધાં કરી લીધાં એટલે સુધી કે પશુઓના પણ બબ્બે બરાબર ભાગ કરી નાંખ્યા. માંહોમાંહેની લડાઈ (કુસંપ)માં ઘણાંનો જીવ ગયો. એનાથી પણ ચઢીઆતી એક બાબત આ થઈ કે તેમના ઘરમાં એક ચાકરડી હતી તેના પણ બે બરાબર કટકા કરી નાંખ્યા. આ વાત થતાં થતાં રાજાને કાને પહોંચી ગઈ. બન્ને ભાઈઓ પકડાઈ ગયા. અને છેવટે જીવથી માર્યા ગયા.

---

## પાઠ ૨૪ નેવલાકી સ્વામી ભક્તિ

## નોળીઆની સ્વામી ભક્તિ

| | |
|---|---|
| नेवला–નોળીઓ | सना हुआ–ખરડાયલું |
| सुलाकर–સુવાડીને | पटक दिया–નાંખી દીધો, ફેંકી દીધો. |
| बिल–દર | भीतर–અંદર |
| झपटा–હુમલો દીધો | बिगारे–બગાડે |
| लौटी–પાછી આવી | होत–થાય |
| करतब–કાર્ય | हंसाय–હાંસી |
| लोहू–લોહી | |

એક બ્રાહ્મણ પોતાની સ્ત્રીની સાથે રહેતો હતો. તેમને કોઈ છોકરો નહી હોવાને કારણે તેમણે એક નોળીઓ પાળ્યો હતો. જેને તે છોકરાની માફક પ્રેમ કરતાં હતાં. કેટલોક વખત પછી બ્રાહ્મણીને છોકરો પેદા થયો. એક દિવસ તે છોકરાને સુવાડીને પાણી ભરવા ચાલી ગઈ અને બ્રાહ્મણને કહી ગઈ કે છોકરાને નોળીઆથી બચાવી રાખજો. દૈવયોગથી એમ બન્યું કે બ્રાહ્મણ પણ છોકરાને સૂના ઘરમાં

સુતેલો મુકીને પૂજા પાઠને માટે નીકળી ગયો. એટલામાં એક કાળો સાપ દરમાંથી નિકળ્યો અને છોકરાની તરફ ચાલ્યો. નોળીઓ આ જોઇને છોકરાને બચાવવાને માટે કાળા સાપ પર દોડયો અને તેને મારી નાંખ્યો, એટલામાં બ્રાહ્મણી પાણી ભરીને પાછી ફરી. અને નોળીઓ, પોતાનું કાર્ય બતાવવાને મોઢામાં લોહી લગાડેલો બારણા ભણી તેની સામે દોડી આવ્યો. નોળીઆનું મોઢું લોહીથી ખરડેલું જોઇ બ્રાહ્મણી રડવા લાગી અને બોલી. "અરે ! પાપી ! તે મારા બાળકને મારીજ નાંખ્યો ! !" ગુસ્સામાં આવીને નોળીઆની ઉપર તેણે ઘડો ફેંકી દીધો અને નોળીઓ મરી ગયો. અંદર આવ્યા બાદ બ્રાહ્મણીએ જોયું કે છોકરો સુઇ રહ્યો છે. અને પાસેજ કાળો સાપ મરેલો પડયો છે. આ જોઇ નોળીઆના મોતના શોકમાં ઘણું રડવા લાગી."

"વિના વિચારે જે કરે તે પાછળથી પસ્તાય,
કામ બગાડે પોતાતણું જગતમાં હાંસી થાય."

---

## પાઠ ૨૫ કોહીનુર-કોહીનુર

| | |
|---|---|
| अनमोल–અમુલ્ય | निकासी–ઉપજ |
| खान–ખાણ | दाम–મુલ્ય |
| छीन लीया–છીનવી લીધો. | आंका जाता है–અંકાય છે. |
| भेंट–ભેટ, ઇનામ | |

આ અમુલ્ય હીરો ગોલકોંડની કોઇ ખાણમાંથી નિકળ્યો હતો. અને પહેલ વહેલો મહારાજા યુધષ્ઠિરના ભાઇ રાજા કર્ણની પાસે રહ્યો. પછી ઉજ્જનના રાજા વિક્રમાદિત્યને તે મળ્યો. ત્યાર પછી આ

હીરો માલવા દેશના રાજાના હાથમાં આવ્યો. અલાઉદ્દીન ખીલજીએ માળવાના રાજા પાસેથી તે છીનવી લીધો. સને ૧૫૨૬ ઇસ્વીસનમાં બાબરે ઇબ્રાહીમ લોદીને, જે તે વખતે હિન્દુસ્તાનમાં રાજય કરતો હતો, તેને લડાઈમાં હરાવ્યો. ઇબ્રાહીમ લોદી લડાઇમાં ઘાયલ થઇને થોડાજ દિવસમાં મરી ગયો. બાબર ઇબ્રાહીમના કુટુંબ સાથે ઘણી ભલાઇથી વર્ત્યો. આથી ઇબ્રાહીમની માએ પ્રસન્ન થઇ આ હીરો બાબરને ભેટ આપ્યો. સને ૧૭૩૯માં નાદિરશાહે દિલ્લીના બાદશાહ મહમદશાહને લડાઇમાં હરાવીને તેની પાસેથી આ હીરો લઇ લીધો. નવ વરસ પછી નાદિરશાહ માર્યો ગયો અને કોહીનુર ધીરે ધીરે અહમદશાહ દુરાનીની પાસે પહોંચ્યો. પછી આ હિરો કાબુલના બાદશાહ શાહશુજાના અધિકારમાં આવ્યો સને ૧૮૧૩માં પંજાબના મહારાજા રણજીતસિંહને આ હિરો શાહશુજા તરફથી મળ્યો. અને તેના બદલામાં પચાશ હજાર રૂપીઆની વાર્ષિક ઉપજની જાગીર અને ત્રણ લાખ રૂપીઆ આપ્યા. સને ૧૮૪૯માં પંજાબ અંગ્રેજોના હાથમાં આવ્યું અને મહારાજા રણજીતસિંહના પુત્ર દિલીપસીંહ પાસેથી આ હિરો તેમને (અંગ્રેજોને) હાથ આવ્યો. ત્યારથી આ હિરો રાજરાજેશ્વરી મહારાણી વિકટોરીઆના પાસે તેમના મૃત્યુ સમય સુધી હતો. અને અત્યારે શ્રીપંચમ જ્યોર્જની પાસે છે. આ હિરાની કિંમત તીસ લાખ રૂપીઆ અંકાય છે.

---

## પાઠ ૨૬ ઘોડા-ઘોડા

| | |
|---|---|
| थान-સ્થાન | सघा लो-ફેરવો. |
| पहिचानता है-ઓળખે છે. | भीझकता-ડરતો, ભડકતો |

गठीला–મજબુત બાંધીદડીનું
टाँगें–પગ
पतली–પાતળા
कड़ी–સખત, કઠણ
घिस–ઘસાઇ
अयाल–ગરદન પરના વાળ
सुरंग–લાલ રંગનો
कुम्मैत–લાલ ભેગો કાળો રંગ હોય તે
नुकरा–એક રંગની જાત છે
अबलक–કાબર ચિતરો
मुश्की–કાળો
सब्जा–લીલો
अफसर–અધિકારી
रीझ गयो–ખુશ થયો
डांवाडोल–અસ્થીર
छुआते–દેખાડતા, અડકાવતા
जी भर आया–મન ભરાઇ આવ્યું
सुम–ખરી
चिरवां–ચીરેલી

ઘોડો સમજુ જાનવર છે. પોતાનું સ્થાન અને માલિકને ખુબ ઓળખે છે. જે રસ્તે એક વાર ગયો હોય તે ભુલતો નથી. તેનામાં સર્વથી મોટો ગુણ આ છે કે જે બાજુ મરજી કરો–ફેરવો–સવારી આપે છે. ભાર લઇ જવાના કામમાં આવે છે ગાડી અને તોપ ખેંચે છે હળ પણ ખેંચે છે નિડર એવો છે કે બંદુકની ગોળીઓ અને તોપના ગોળાઓથી પણ બીતો નથી.

ઘોડાનું શરીર બાંધી દડીનું હોય છે. અને પગ પાતળા (હોય છે). તેની ખરી ગાય બળદની માફક ચીરેલી હોતી નથી. તે કઠણ જમીન પર ચાલવાથી ઘસાય જાય છે. તેથી તેને બચાવવાને માટે નાળ જડવામાં આવે છે, તેની પૂછડીમાં લાંબા લાંબા વાળ હોય છે. જેનાથી તે માખીઓ ઉડાવે છે. ગરદન પર લાંબા લાંબા વાળ હોય છે. જેને "અયાલ" કહે છે.

ઘોડા અનેક રંગના હોય છે. અને ઘણું કરીને રંગના નામ ઉપરથી તેમના નામ પડે છે જેવા કે લાલ, કાળો, નુકરા, મુશ્કી, કાબર ચિતરો, લીલો. કોઈ કોઈ વખતે ઘોડા પોતાના દેશ પરથી ઓળખાય છે. જેવા કે બાલોતરા, બોટીઆ, તુર્કી, તાજી અરબી ઘોડા તાજી કહેવાય છે. અને કદી પણ તેમને ચાબુક અડાડવામાં આવતી નથી.

એક અધિકારીને એક આરબ મળવા આવ્યો. સાહેબ તેના ઘોડા પર મોહીત થયો. અને તેને કહેવા લાગ્યો પાંચસો રૂપીઆ લઇ લો અને તમારો ઘોડો મને વેચાતો આપો. આરબ ઘણો ગરીબ હતો પણ તેણે માન્યું નહીં. વધતાં વધતાં સાહેબે બે હજાર રૂપીઆ સુધી આપવા કહ્યું. પ્રથમ તો તે આરબનું મન ડગ્યું પણ ઘોડાની તરફ જોઇ તેનું મન ભરાઇ આવ્યું અને આ (પ્રમાણે) કહીને ચાલતો થયો " સાહેબ તમારી પાસે ઘણા રૂપીઆ છે પણ હું મારો ઘોડો નહીં આપીશ. "

---

## પાઠ ૨૭ નારિયલ.

## નારીયળ.

| | |
|---|---|
| हिस्सा–ભાગ | चीनी–ખાંડ |
| दरजा–ગુણમાં | सिरका–શરકો |
| निराला–જુદો | जलाते हैं–બાળે છે |
| कलियां–ફુલ | जटा–છોડાં |
| तरकारी–શાક | महीन महीन–ઝીણી ઝીણી |

गद्दोंमें-ગાદીમાં
कूट कर-છુંદીને
रुई-રૂ
गिरि-કોપરૂં
खोल-કાચલી
पत्तियों-પાંદડાં
सिंहाली-લંકા વાસી
चावसे-ખુશીથી
टोकरीआं ટોપલીઓ
सज्जी की तरह-સાજી ખારની માફક

कड़ियां-કળીઓ
तखते-પાટીયા
खिडकियां-બારીયાં
दरवाजे-બારણા
कुर्सी-ખુરશી
संदूक-પેટી
तने-થડ
डोंगियां-નાની હોડીઓ
सहारा-આધાર

હિન્દુસ્તાનમાં સમુદ્રને કિનારેના ભાગોમાં નારીયળના ઝાડો ઘણાં મળી આવે છે. લંકાના ટાપુમાં (બેટ) પણ તે પેદા થાય છે. આ ઝાડ સાઠ સીત્તેર વરસ સુધી ફળ આપે છે (ફળે છે). દેખાવમાં તાડને મળતું છે અને પોતાના ગુણમાં જુદું જ છે. એનો કોઇ ભાગ એવો નથી જે કોઇને કોઇ કામમાં નહી આવતો હોય. કળીઓ (કુમળાં ફુલ) શાકના કામમાં આવે છે. ફુલોની માળા બને છે. દુધ (નાળીએરનું પાણી) પીવાના કામમાં આવે છે. અને તેનો સરકો પણ બને છે કોપરાંને ખાય છે અને તેનું તેલ કાઢે છે તેલથી ઘીનું કામ લે છે. લંકાવાસી એને ભાતની સાથે ઘણી ખુશીથી ખાય છે. તેલને દિવામાં બાળે છે, છોડાની દોરી અને સાદડી બને છે. છોડાંને ઝીણાં ઝીણાં છુંદીને ગાદીમાં રૂની જગ્યાએ ભરે છે કોપરાંની ઉપરની કાચલીના હુક્કા અને નાના નાના પવાલાં બનાવવામાં આવે છે પાંદડાં વડે મકાન છવાય છે અને (તેનાં) સાદડી અને ટોપલીઓ

બને છે. પાંદડાંને બાળીને સાજી ખારના જેવી એક ચીજ કાઢે છે. જે ઘણી કામની હોય છે. લાકડાંની વળીઓ, પાટીઆં, દરવાજા અને બારીઓ બનાવવામાં આવે છે. અને ખુરશી અને પેટી પણ બને છે. થડની નાની હોડીઓ બનાવી લે છે. લંકાવાસી લોકોના જીવનનો મુખ્ય આધાર નારીયળ છે.

---

## પાઠ ૨૮ બકરેકી ચતુરાઇ.

## બકરાની ચતુરાઇ.

| | |
|---|---|
| मेल-સંપ | खटका-ધાસ્તિ બીક |
| अपराध-ગુનો, દોષ, વાંક | पैर-પગ |
| क्षमा-માફ | फिसला-લપસ્યો સર્યો |
| मंकरी સાંકડી | जान गइ-જીવ ગયો |
| पग दंडी-પગ રસ્તો | छुटकारा-મુક્તિ |
| कठिनाइ-અડચણ | साफ-ખુલ્લો |
| मुड़कर-ફરીને | बे खटके-નિઃશંક ધાસ્તિ વિના |
| लौट सकता-પાછો વળી શકતો | पहाड-પર્વત |
| रोकता था-અટકાવતો હતો | |

સંપથી રહેવામાં ઘણા લાભો છે. માહોમાંહે પ્રેમથી રહેવું, જરૂર પડે એટ બીજાને મદદ કરવી, કોઇનું દિલ દુઃખાય એવી વાત નહીં કરવી, કદી કોઇથી ભૂલ પણ થઇ જાય તો તેનો અપરાધ-વાંક માફ કરવો અને તેને મનમાં રાખવો નહીં. આનું નામ મેલ-સંપ છે.

એક પર્વતની નીચે એક નદી વહેતી હતી. નદીને કિનારે પર્વતની સાથે મળેલો સાંકડો પગ રસ્તો છેટે સુધી જતો હતો. દૈવયોગે બે બકરા તે રસ્તે આવતા હતા. એક આ બાજુથી એક તે બાજુથી. જ્યારે બરાબર આવ્યા (ત્યારે) મોટી અડચણમાં પડ્યા. કોઇ વળીને પાછો જઇ શકતો નહોતો અને બીજાની પાસે થઇને જઈ નહોતો શકતો. એક બાજુ ઉંચો પર્વત અટકાવતો હતો અને બીજી બાજુ નદીની ધાસ્તી હતી કે પગ સરક્યો અને જીવ ગયો. હવે જુઓ તેમના મેળાપે-સંપે કેવું કાર્ય કર્યું. જે દુઃખમાં પડ્યા હતા તેથી સહેલાઇથી કેવી રીતે મુક્તિ મળી. એક બકરો રસ્તામાં સુઇ ગયો અને બીજો ધીમે ધીમે તેની ઉપર પગ રાખીને નીકળી ગયો. બકરો સુતો હતો તેને માટે રસ્તો ચોકખો થઇ ગયો, વિના વારિત જ્યાં જવું હતું, ઉઠીને ચાલતો થયો. આ પ્રમાણે ચતુરાઇથી બંનેએ પોતાનો જીવ બચાવ્યો.

---

## પાઠ ૨૯ મંત્રીકા વિશ્વાસઘાત.

## મંત્રીનો વિશ્વાસઘાત.

| | |
|---|---|
| अकेले—એકાંત | प्रसन्न—ખુશ |
| बुलाकर—બોલાવીને | सचेत—હશીઆર, સાવચેત |
| रोकदो—અટકાવો | पातेही—મળતાંજ |
| | भरोसा—વિશ્વાસ |
| भेद—રહસ્ય | हलको—નાનો, થોડો |
| शपथ—સોગન | दंड—સજા |

| | |
|---|---|
| सुधि—याद | सूली—फांसी |
| दिलाई-देवडावी | बदला—બદલો |

એક વખતે રાજા ચંદ્રસિંહે પોતાના મંત્રીને એકાંતમાં બોલાવીને કહ્યું " આપણા બધા મંત્રીઓમાં હું તમને સારો સમજું છું અને તમારી ઉપર મારો વિશ્વાસ પણ ઘણો છે. મારો ભાઇ રત્નસિંહ મને ગાદી પરથી ઉઠાડવાને માટે છૂપી રીતે સેંકડો ઉપાય કરી રહ્યો છે. હું તમને આ કામ સોંપું છું કે જે રીતે બની શકે મારા ભાઇને એવાં ખરાબ કામથી અટકાવો પણ આ ભેદ (ખાનગી વાત) કોઇને કહેવી નહીં." મંત્રીએ સોગન ખાઇને કહ્યું કે " હંમેશા તમારી સેવા તન, મન, ધનથી કરતો રહીશ. મારો પ્રાણ કેમ ન જાય, વિશ્વાસઘાત કરીશ નહી. મંત્રીની આ વાતો સાંભળીને રાજા ઘણો ખુશ થયો અને તેને ઘણું ધન આપ્યું વખત મળતાં જ તે કપટી મંત્રીએ રત્નસિંહને કહ્યું " તમે સાવચેત રહેજો રાજા તમારો જીવ લેવા ચાહે છે." આ સાંભળી રત્નસિંહે તેને ધન્યવાદ આપ્યો અને વખત મળતાં સારૂં ઇનામ આપવાનું વચન આપ્યું. થોડા દિવસ પછી ચંદ્રસિંહ મરણ પામ્યો અને તેનો ભાઇ રત્નસિંહ ગાદી પર બેઠો. રાજ્ય મળતાં જ તેણે તે કપટી મંત્રીને મારી નાંખવાનો હુકમ આપ્યો અને કહ્યું " તું પોતાના રાજાનો વિશ્વાસઘાત કરી ચુકયો છે. હવે હું તારા પર ભરોસો કેવી રીતે કરૂં ? જે પોતાના થોડા લાભને માટે માલિકનો ભેદ ખોલે છે તેને તેથી હલકી શિક્ષા મળી શકતી નથી. મંત્રીએ પોતાના ઉપકારની યાદ દેવડાવી અને ઘણું કહ્યું પણ રાજાએ કંઇ પણ ધ્યાન આપ્યું નહિં અને તેને ફાંસીએ ચઢાવીજ દીધો. વિશ્વાસઘાતીઓને પોતાના કામોનો બદલો આ પ્રમાણે મળે છે.

## પાઠ ૩૦ કુત્તેકી સ્વામિભક્તિ.

## કુતરાની સ્વામીભક્તિ.

| | |
|---|---|
| સૌદાગર-વેપારી | બાવલા-ગાંડો, હડકાયો |
| ટહરા-થોભ્યો | લોહૂ લોહાન-લોહી લોહાણ |
| થૈલી-કોથળી | ખોજ-શોધ |
| ઉઠાના-ઉચકવી, લેવી | ઘેરા-ઘેર્યો |
| લાચાર-નિરૂપાય | ચૂક-ભૂલ |

એક વેપારીની પાસે એક કુતરો હતો. જેને તે ઘણો પ્રેમ કરતો હતો. વેપારીએ પરદેશમાં ઘણું સરખું ધન એકઠું કરી લીધું અને કુતરાની સાથે ઘેરે પાછો ફર્યો. કેટલાક કોસ ચાલીને વેપારી એક ઝાડ નીચે થોભ્યો અને રૂપીઆની કોથળી પાસેજ રાખી. ચાલતી વખતે કોથળીને લેવાનું ભૂલી ગયો. આ જોઇને કુતરો તે કોથળીને લાવવા સારૂ પાછો ફર્યો કોથળી ઘણી ભારે હતી. તેનાથી તે ઉચકાઈ નહીં. પોતાના માલિકને પોતાની ભુલ જણાવવાને કૂતરાએ ઘણી કોશીસ કીધી પણ તે કંઇ સમજ્યો નહીં. લાચાર થઇને માલિકના ઘોડાના પગમાં કરડયો વેપારી સમજ્યો કે કુતરો ગાંડો-હડકાયો થઈ ગયો છે. અને (તેથી) તેને ગોળી મારી દીધી. બિચારો લોહી લુહાણુ થઇ પડી ગયો. વેપારી આગળ ચાલ્યો. થોડે છેટે જઇને તેને પોતાની કોથળી યાદ આવી અને તેની શોધમાં પાછો ફર્યો. રસ્તામાં તેને લોહીના ચિન્હો બરાબર મળ્યાં પણ કુતરાનો પત્તો લાગ્યો નહીં. જ્યારે તે ઝાડની પાસે પહોંચ્યો જ્યાં પહે થોભ્યો હતો શું જુએ છે કે કુતરો કોથળી જોઇ રહ્યો છે.

માલિકને જોઇને કૂતરો પુછડી હલાવવા મંડયો અને તેણે ચાહ્યું કે તેનો (માલિકનો) હાથ ચાટું પણ તેટલામાં જ મૃત્યુએ આવી પકડયો છોકરાઓ ! તમે પણ પોતાના પાલકની સેવામાં કદી પણ ભુલ કરશો નહીં.

---

## પાઠ ૩૨ લાલચી બ્રાહ્મણ

## લોભી બ્રાહ્મણ

| | |
|---|---|
| बाघ–વાઘ | उद्धार–મુક્તિ |
| ताल–તળાવ | घुसा–પેઠો |
| नहा–નહાઇને | पछता कर–પસ્તાઇને |
| कुश–ડાભ, દર્ભ | विना सोचे समझे–સમજ્યા-વિચાર્યા વિના |
| ठिठक रहा–અટકી ગયો | बचे रहो–વેગળા રહો |
| पसार कर–લાંબો કરીને | भाग जागे–નસીબ જાગ્યું |
| समाया–થઇ | आ गया–ફસાઇ ગયો. |

એક દિવસ એક વાઘ તળાવમાં નહાઇને હાથમાં કુશ લઇને રસ્તામાં આવી બેઠો એટલામાંજ એક ગરીબ બ્રાહ્મણ તે તરફ આવી નિકળ્યો અને વાઘને ત્યાં બેઠેલો જોઇને અટકી ગયો. તેને બીધેલો જોઇને વાઘે કહ્યું "દેવતા અહીં સોનાનું કડું લઇને પુણ્યદાન કરવા બેઠો છું. તમે આવો અને તે લઇ લો". આ સાંભળી બ્રાહ્મણે વિચાર કીધો કે આજે મારૂં નસીબ ઉઘડયું દેખાય છે. પણ એવી શંકામાં પડવું યોગ્ય નથી. પછી આ પણ વિચાર કર્યો કે વિના કષ્ટ સુખ

પણ મળતું નથી. આ વિચાર કરીને બ્રાહ્મણ બોલ્યો. "પહેલું અમને કડું બતાવો." વાઘે હાથ લંબાવીને તેને કડું બતાવ્યું. તે જોઇને બ્રાહ્મણના મનમાં લોભ થયો. અને કહેવા લાગ્યો "મેં જુવાનીમા ઘણાં પાપ કર્યાં છે. હવે હું ઘરડો થયો. શરીર અને ઇંદ્રિઓમાં શકિત રહી નથી. તેથી હવે પુણ્યદાન કરીને તેનાથી મુકિત ચાહું છું. તમને દુઃખી જાણી કડું આપવા વિચાર કર્યો છે. આવો, આ તળાવમાં નહાઇને કડાંનો સંકલ્પ લઇ લો." બ્રાહ્મણ લોભનો માર્યો જેવો નહાવા તળાવમાં પેઠો તેવોજ કાદવમાં ફસાઇ ગયો તેને ફસાયલો જોઇને વાઘ ધીરે ધીરે તે તરફ વધ્યો અને પાસે પહોંચીને તેણે તેની ગરદન દાબી દીધી. મરતી વખતે બ્રાહ્મણ પસ્તાઇને કહેવા લાગ્યો. "મેં ઘણું ખરાબ કર્યું કે આ દુષ્ટની વાતમાં ફસાઇ ગયો."

બાળકો ! આ પ્રમાણે વગર વિચારે-સમજે કોઇ કામ કરો નહીં અને લોભથી દૂર રહો.

---

## પાઠ ૩૨ અનજાન આદમીકા વિશ્વાસ કરને સે હાનિ.

## અજાણ્યા આદમીનો વિશ્વાસ કરવાથી નુકશાન.

| | |
|---|---|
| અંધા-આંધળો | रखवाली-રખેવારી |
| ગિદ્ધ-ગિદડો | विलाव-બિલાડો |
| | लालसा-ઇચ્છા |
| पाकर-ઉમરો | चिल्लाने-ચીંચીં કરવા |
| कोल-બકરો | समजे बुजे-જાણી બુઝીને |
| चुगा-એંઠું કરેલું | साग पात-વનસ્પતિ શાકભાજી |

| | |
|---|---|
| ढूंढती–સોધતી | लंबा हुआ–નાસી ગયો |
| फिरती–ફરતી | हो नहो–ગમે તેમ હો |

એક આંધળો ગીધ (ગીદડો) એક નદીને કિનારે ઉમરાના ઝાડની બખોરમાં રહેતો હતો તેની સાથે બીજાં ઘણા સરખાં પક્ષીઓ રહેતાં હતાં જે પોતાના મેળવેલા ખોરાકમાંથી થોડું થોડું તેને આપતાં હતાં અને તે તેમના બચ્ચાઓની રખેવારી કર્યા કરતો હતો. એક વખતે એક બિલાડો પક્ષીઓના બચ્ચાં ખાવાની ઇચ્છાથી તે ઝાડ નીચે આવ્યો. તેને આવતો જોઇને બચ્ચાં ચીંચીં કરવા લાગ્યાં ગીધે કહ્યું " આ કોણ આવે છે ? દુર જા નહીં તો મારી નાંખીશ" બિલાડાએ કહ્યું " તમારા વખાણ સાંભળીને આપની પાસે ધર્મની વાતો સાંભળવા આવ્યો છું આ ઘણી દીલગીરીની વાત છે કે આપના જેવા મહાત્મા વિના જાણે સમજે મને મારવા ઉઠો, હું રોજ ગંગાસ્નાન કરૂં છું અને જીવને મારવો પાપ સમજું છું. હું આ પણ સારી પેઠે જાણું છું કે પોતાનું પેટ શાક ભાજીથી ભરી શકું છું. તો પછી આને માટે આવું મોટું પાપ કેમ કરૂં ? આ પ્રમાણે સમજાવી કરીને બિલાડો ગીધની પાસે રહેવા લાગ્યો. કેટલાક દિવસ વીત્યા પછી ધીરે ધીરે પક્ષીઓનાં બચ્ચાંને માળામાંથી ખેંચીને ખાવા લાગ્યો જેનાં બચ્ચાં તે ખાઇ જતો હતો તે આમ તેમ સોધતાં ફરતાં. આ જોઇને બીલાડો ત્યાંથી નાશી ગયો. ગીધની પાસે પોતાનાં બચ્ચાંના હાડકાં જોઇને તેમના મનમાં આ શંકા આવી કે ગમે તેમ હોય આણેજ હમારાં બચ્ચાંઓને ખાધાં છે. બધાએ એક મત થઇને ગીધને મારી નાંખ્યો. વિના જાણે સમજે કોઇ પર વિશ્વાસ કરવાથી છેવટે નુકશાન જ થાય છે.

# પાઠ ૩૩ પૃથ્વી

## પૃથ્વી

छिलके–છોટલા
दाने–દાણા
जहाज–આગબોટ
सीध–સીધી લીટી
लहलहाते है–શોભી રહે છે
बिछौने–બિછાનું
बिछे है–પાથર્યું છે
गहरे–ઊંડા
उजाड–ઉજાડ
वालू–રેતી
चोटियाँ–શિખરો
आसमान–આકાશ
बदन–શરીર
झुलसाजाता है–સેકાઇ જાય છે
सरदी–ઠંડી
जाडा–ઠંડી
ठिठुरे जाते हैं–ઠરી જાય છે.
बरसात–વરસાદ
हाल–હકીકત

પૃથ્વી નારંગીની માફક ગોળ છે. પણ ઘણીજ મોટી હોવાને લીધે આપણને ચપટી દેખાય છે. તેની ઉપર મોટા મોટા પર્વતો એવા છે કે જાણે નારંગીના છોટલાં પર દાણા. આગબોટ જે પૂર્વથી પશ્ચિમની તરફ અથવા પશ્ચિમથી પૂર્વ તરફ એકજ સીધી લીટી વગર વળ્યે ચાલી જાય છે. છેવટે ફરીને પાછી ત્યાં પહોંચી જાય છે જ્યાંથી નિકળી હતી. આથી પણ પૃથ્વીની ગોળાઇ જાણી શકાય છે. પૃથ્વીનો એક ભાગ જમીન છે. અને ત્રણ ભાગ પાણી.

પૃથ્વી પર કોઈ ઠેકાણે લીલાં ખેતરો શોભી રહે છે. કોઇ ઠેકાણે લીલાં ઘાસનાં બિછાનાં પાથર્યાં છે. કોઇ જગ્યાએ બાગ છે.

વિવિધ રંગના ફુલો ખીલ્યાં છે. કહીં નદી વહે છે. કહીં ઉંડા પાણીનો હજારો કોશ લાંબો પહોળો સમુદ્ર છે. કહી વસ્તી છે. કહીં

ઉજાડ છે. કહીં દુર સુધી રેતીનું મેદાન છે કહીં કોષો સુધી પર્વતો છે. જેનાં શિખરો આકાશની સાથે વાતો કરે છે. કોઇ જગ્યાએ તાપ એટલો હોય છે કે શરીરમાં આગ લાગી છે. અને લૂથી શરીર સેકાઇ જાય છે. કોઈ સ્થાનમાં ઠંડી એટલી બધી પડે છે કે હાથ પગ ઠુંઠવાઇ જાય છે. કોઇ વખતે ગરમી પડે છે. કોઇ વખતે વરસાદ, કોઇ વખતે ઠંડી વસ્તી હોય અથવા જંગલ જાનવરો બધે ઠેકાણે મળી આવે છે. બધી જગ્યાની કંઇ કંઇ હકીકત માણસે જાણવી જોઇએ. આ હકીકત જાણવાને ભૂગોળ વિદ્યા કહે છે.

---

## પાઠ ૩૪ ચુગલી કા ફલ.

## ચુગલીનું ફળ.

| | |
|---|---|
| चोट आने से–વાગવાથી | झट–એકદમ |
| लोमडी–લોંકડી | अब घडी–અત્યારે |
| भेडिया–વરૂ | चितोंने–ચિતાએ |
| जांची–અજમાવેલી | ड्योढी–દરવાજા |
| हाथ लगी–મળી | पछाड दिया–તફડાવી નાંખ્યો |
| गुर्दा–કાળજું | खाड–ખાડો |
| पुराने–અસલી, જુના | खने–ખોદે |
| पीस कर–વાટીને | ताको–તેને માટે |
| | कुप–કુવો |

એક વખતે જંગલના રાજા સિંહને પગમાં ઠોકર વાગવાથી તે ઘણો માંદો પડયો. જંગલના બધાં પ્રાણી તેને જોવા આવ્યાં પણ લોંકડી નહીં ગઈ. વરૂએ સિંહને કહ્યું. "મહારાજ ! આપની બધી

પ્રજા આપની ખબર લેવા આવી પણ અહંકારને લીધે લોંકડી આવી નહીં. લોંકડીનો કોઇ મિત્ર ત્યાંજ ઉભો હતો. તેણે એકદમ આ સમાચાર તેને પહોંચાડયા. સમાચાર મળતાંજ લોંકડી દોડી આવી અને જલદીથી દંડવત પ્રણામ કરીને કહેવા લાગી "મહારાજ! જયારથી આ દાસીએ આપની માંદગીની હકીકત સાંભળી. દવાની શોધમાં જંગલે જંગલ ફરી પણ અત્યારે મુશ્કેલીથી એક અનુભવેલી દવા હાથ લાગી છે." સિંહે પૂછયું "તે શું છે?" લોંકડીએ કહ્યું "આ દવામાં એક મિત્રનો જીવ જાય છે. પણ હાં, મહારાજને ઇશ્વર સારા કરે અને અમે સેવકોનો જીવ જાય તો ઉત્તમ છે" સિંહ બોલ્યો. "દવાનું નામ પણ છે?" લોંકડીએ કહ્યું "એક ઘણા જુના વૈદે બતાવ્યું છે કે વરૂના કાળજાને પીસી (વાટીને) લેપ કરવામાં આવે તો પંજો તરત જોડાઇ જાય." વરૂ પણ જેણે લોંકડીની બુરાઇ કીધી હતી ત્યાં હતું. લોંકડીની વાતનો જવાબ (વરૂએ) ન આપ્યો (એટલામાં) તો ચિતાએ જે સિંહના દરવાજા પર હતો તેને પછાડયો અને કાળજું કાઢી લીધું.

સત્ય કહ્યું છે—

જે બીજાને માટે ખાડો ખોદે છે તેને માટે કુવો તૈયાર (ખાડો ખોદે તે પડે.)

---

## પાઠ ૩૫ બુદ્ધિસે બડે બડે કામ હો સકતે હૈં
## બુદ્ધિથી મોટાં મોટાં કામ થઇ શકે છે

| | |
|---|---|
| विनय–નમ્રતા | वारी–વારો |
| खरहा–સસલો | तरकीब–યુક્તિ |

| | |
|---|---|
| ठान–धारीने | पनघट–किनारे |
| घबडाकर–गभराईने | जीते जी–જીવતાંજ |
| आप हीसा–આપના જેવોજ | झोंका–જોયું |
| कहां लगाई–ક્યાં લગાડી | परछाई–પડછાયો |

એક જંગલમાં એક સિંહ રોજ જાનવરોને મારીને ખાતો હતો. એક વખતે બધાં પ્રાણીઓ એકઠાં થયાં અને સિંહની પાસે જઈને નમ્રતાથી બોલ્યાં. 'મહારાજ! આપ હમારા રાજા છો અને હમે બધાં આપની પ્રજા. તમે કહો તો તમારા ભોજનને માટે હમે રોજ એક પશુ મોકલ્યા કરીએ જેથી આપને કષ્ટ ઉઠાવવું પડે નહીં." સિંહે આ વાત કબુલ કીધી. અને વારા ફરતી એક પશુ તેની પાસે જવા માંડયું. કેટલાક દિવસ પછી એક સસલાનો વારો આવ્યો. તેણે વિચાર્યું કે કોઈ પણ યુક્તિથી સિંહનો નાશ કરવો જોઇએ. આ મનમાં ધારીને ધીમે ધીમે ચાલીને સિંહની પાસે મોડો પહોંચ્યો. સિંહ ભૂખથી ગભરાઇને કહેવા લાગ્યો " આટલો વાર ક્યાં લાગ્યો. તેણે કહ્યું "આમાં મારો કંઇ દોષ નથી. હું તમારી પાસે આવતો હતો. રસ્તામાં આપના જેવોજ બીજો સિંહ મળ્યો તેણે મને અટકાવ્યો. ઘણી કઠીનાઇથી હું અહીં સુધી આવ્યો છું અને તેને વચન આપી આવ્યો છું કે હમણાં પાછે પગે પાછો આવું છું. સિંહ બોલ્યો " તે ક્યાં છે? મને અત્યારે બતાવ તેને માર્યા વિના હું આજે ભોજન કરીશ નહીં." આવી વાતો કરીને બન્ને ત્યાંથી ચાલ્યા. ચાલતાં ચાલતાં જ્યારે દૂર વનમાં નિકળી ગયા ત્યારે સિંહે કહ્યું. "અરે તે તને અટકાવવાવાળો ક્યાં છે?" સસલાએ આમ તેમ જોઇને જવાબ આપ્યો. "તે આપની બીકથી કુવામાં કૂદી પડયો છે."

આટલું સાંભળતાંજ સિંહને ગુસ્સો ચઢયો અને કૂવાના કિનારા પર જઇને પાણીમાં જોયું. પાણીમાં તેણે પોતાનો પડછાયો જોયો અને સમજ્યો કે બીજો સિંહ છે તરતજ તેને મારવાને કૂવામાં કુદી પડયો અને પાણીમાં ડુબીને મરી ગયો. સસલાએ જઇને જંગલનાં બધાં જાનવરોને ખબર કહી કે હું આજે સિંહને મારી આવ્યો છું અને તમારાં જન્મોજન્મનાં દુઃખ દૂર કરી આવ્યો છું. આ સાંભળી બધાં ઘણાં ખૂશ થયાં અને સસલાને ધન્યવાદ આપ્યો.

---

## પાઠ ૩૬ ચોરી કરનેકા ફલ

## ચોરી કરવાનું ફલ

| | |
|---|---|
| पुस्तक-ચોપડી | पक्का-પાકો, હોશીઆર |
| चुरा-ચોરી | कुतुर लिया-કરડી ખાધો |
| आम-કેરી | लत-ટેવ |
| बान-ટેવ | फूटफूट कर-છાતી ફાડ, ડુંસકાં લઇને |

એક દિવસ રામસિંહ નિશાળમાંથી એક ચોપડી ચોરી લાવ્યો. તેની માએ તેને કંઇ પણ કહ્યું નહીં. (ઠપકો આપ્યો નહીં) અને ચોપડી વેચીને તેને કેરી ખાવાને માટે લઇ આપી. આ પ્રમાણે કરતાં તેને ચોરીની ટેવ પડી ગઇ. અને તેણે ઘણી સરખી ચોરીઓ કીધી અને ચોરીનો માલ પોતાની માને આપ્યો. મા ધનનો લાલચ -લોભથી પોતાના પુત્રને કંઇ કહેતી નહીં અને હમેશાં તેને લાડ લડાવતી અને પ્રેમ કરતી. થોડા દિવસમાં તે પાકો ચોર થઇ ગયો. એક દિવસે તે રાજાના મહેલમાં ચોરી કરતાં પકડાઇ ગયો અને તેને

ફાંસીનો હુકમ થયો. ફાંસી ચઢતી વખતે સેંકડો માણુસ તેને જોવા આવ્યાં, તેની મા પણ ત્યાં આવી અને છાતીફાટ રડવા લાગી. રામસિંહે માને મળવાની આજ્ઞા માગી. આજ્ઞા મળતાંજ તેણે પોતાની માનો કાનમાં વાત કરવાનું બહાનું કરીને કાન કરડી ખાધો. મા હાય હાય કરતી આધે નાઠી. બધા લોકો આ જોઇને છોકરાને ધિક્કારવા લાગ્યા. છોકરે કહ્યું "તમે ગુસ્સો કરો છો તે નકામું છે. આને લીધે મારી આ દશા થઇ છે. જો નાનપણમાં મને સારી ટેવ પાડતી તો આજે મારો જીવ કેમ જાત."

તેથી છોકરાઓ ! તમારી ફરજ છે, કે નાનપણથીજ સારાં કામોમાં મન લગાડો અને નઠારા કામોથી દૂર રહો. જે નાનપણથી ટેવ પડી જાય છે તે મોટા થયા બાદ સેંકડો ઇલાજ કેમ નહીં કરો છુટતી નથી.

---

## પાઠ ૩૭ સૂરજ

### સૂર્ય

| | |
|---|---|
| साढे–સાડા | हट जानेसे–ખસી જવાથી |
| कुपढ–અજ્ઞાન | जगह–સ્થાન |
| घूमता–ફરતો | भाप–વરાળ |
| कीली–ધરી | बादल–વાદળ |
| हिस्सा–ભાગ | नाज–અનાજ, ધાન્ય |
| उजाले–ઉજળો, પ્રકાશવાન | न जी सकता–જીવી શકે નહીં. |

સૂર્ય એક આગ–અગ્નિનો ગોળો છે. અને પૃથ્વીથી ૧૩ લાખ ઘણો મોટો છે. તેનું છેટું પૃથ્વીથી સાડા નવ કરોડ માઇલ છે. આ

કારણુથી આટલો નાનો દેખાય છે. અજ્ઞાન લોકો જાણે છે કે સૂર્ય હમારી પૃથ્વીની ચારે બાજુ ફરે છે. પણ આ તેમની ભૂલ છે. ખરૂં તો આ છે કે પૃથ્વી સૂર્યની ચારે બાજુ એક વરસમાં ફરી આવે છે. અને ચોવીસ કલાકમાં એકવાર પોતાની ધરી પર ફરી જાય છે. પૃથ્વીનો જે ભાગ સૂર્યની સામે આવી જાય છે તેમાં દિવસ થાય છે. અને બીજામાં રાત જ્યારે અંધારો ભાગ સામે આવી જાય છે ત્યારે ત્યાં દિવસ થઇ જાય છે. અને અજવાળા ભાગમાં સામેથી ખશી જવાથી રાત થઇ જાય છે. આ પ્રમાણે વારા ફરતી અડધી દુનિયામાં રાત અને અડધીમાં દિવસ થાય છે. પણ આ પૃથ્વી પર બે એવાં સ્થાન છે જ્યાં વરસમાં છ મહીનાનો દિવસ અને છ મહીનાની રાત હોય છે. સૂર્યની ગરમીથી પાણી વરાળ બનીને ઉડી જાય છે. અને તેની વરાળથી વાદળાં બનીને પછી વરસાદ પડે છે, એની ગરમીથી અનાજ અને ફળ પાકે છે. ( ઉત્પન્ન થાય છે ) સૂર્યની ગરમી ન હોત તો કોઇ જીવજંતુ જીવી શકત નહીં.

---

## પાઠ ૩૮ બેરંગી દુનિયા
## વિચિત્ર દુનિયા

| | |
|---|---|
| टट्टु–નાનો ઘોડો | फिरभी–છતાં પણ |
| ओडना बिछोना–ઓઢવા પાથરવાનું | निर्दयी–નિર્દય દયા વિનાનો |
| लाद कर–મુકીને | बुड्ढा–ડોસો |
| पांव पांव–પગે | घसिटता है–ઘસે છે |
| पैरो–પગે | हट्टा कट्टा–મજબૂત |
| पागल–મૂર્ખ | मंगनीका–માગેલું |

એક વખતે ભોલાનાથ અને તેનો છોકરો શંકરપ્રસાદ પોતાના ટટ્ટુ પર ઓઢવા પાથરવાનુ મુકીને પગે ચાલી રહ્યા હતા. લોકોએ આ જોઇને કહ્યું "જુઓ આ બાપ દિકરો કેવા મૂર્ખ છે કે ટટ્ટુ સાથે છે છતાં પણ પગે ચાલતા જાય છે." આ સાંભળીને ડોસો ટટ્ટુપર બેઠો. ત્યારે લોકોએ કહ્યું "જુઓ બાપ કેવો નિર્દય છે. પોતે તો ઘોડાપર બેઠો છે અને પુત્ર પગ ઘસે છે." બાપ ટટ્ટુ પરથી ઉતરી પડયો. અને છોકરાને બેસાડયો. છતાં પણ લોકોએ કહ્યું જુઓ ! છોકરો કેવો કપુત છે. ઘરડો બાપ તો પગે ચાલે છે અને પોતે જુંવાન મજબુત ઘોડા પર બેઠો છે." ત્યારે ડોસો ઘોડા પર આગળ બેઠો અને પુત્રને પાછળ બેસાડયો. ફરી પણ લોકોએ કહ્યું " માલુમ પડે છે કે ટટ્ટુ માગેલું ભાડુતી છે આથી સામાન ઉપરાંત બે માણસો ઉપર બેઠા છે. (લદાયલા છે) આ બિચારાં ટટ્ટુ પર તેમને કંઇ પણ દયા આવતી નથી." આ પ્રમાણે છોકરાઓ; યાદ રાખો કે જે બધાને ખુશ કરવાના ઉપાય કરે છે તેનાથી કોઇ પણ પસંદ થતું નથી.

---

## પાઠ ૩૯ ઉંટ

### ઉંટ

| | |
|---|---|
| कामका–કામનું ઉપયોગી | धूप–તડકો |
| फैल जाती है–પહોળી થાય છે. પહોળી થાય છે | कौहान–ખૂંધ |
| | बाल–વાળ |
| सबब–કારણ | छिद्रे–ઘટ |
| पपोटे–પોપચાં | नथुने--નસકોરાં |

| | |
|---|---|
| घुस जाय–પેસી જાય ભરાઇ જાય | लोटपोट–લોથ પોથ, ઢીલોઢચ |
| सोते–ઝરણાં | निश्चित–નિર્ભય |
| बालू–રેતી | झुका कर–નમાવીને |
| चट्टानी–મેદાનોં | रस्सी-દોરી |

ઉંટ ઘણું ઉપયોગી જાનવર છે. તેના પગ લાંબા હોય છે. તેના પગની નીચે એક ગાદી હોય છે. જ્યારે તે પૃથ્વી પર પગ મુકે છે. ગાદી ફેલાઈ જાય છે અને આ કારણથી તેના પગ રેતીમાં ધસાતા નથી. તેની ગરદન–ડોક લાંબી હોય છે. તેને નમાવીને પૃથ્વી પર ચરી શકે છે. અને ઉંચી કરીને ઉંચાં ઉંચાં ઝાડોના પાદડાં ખાઇ શકે છે. તેની આંખોના પોપચાં પણ ભારી હોય છે. તેમનાથી પોતાની આંખોને તડકાની ગરમીથી બચાવે છે. તેની પૂછડી ઘણી નાની હોય છે.

તેના હોઠ એવા મોટા હોય છે કે ઝાડીઓનાં પાંદડાને સારી રીતે પકડી શકે છે. પીઠ પર ખૂંધ હોય છે વાળ ઘટ્ટ હોય છે જેથી ગરમી ઓછી લાગે છે. તેના નસકોરાં પણ મોટાં હોય છે. ચાલતી વખતે તે તેને બંધ કરી લે છે જેથી રેતી અંદર પેશી જાય નહીં. આરબ લોકો તેના વાળનાં કપડાં અને દોરી બનાવે છે. અને તેનું માંસ પણ ખાય છે. અરબસ્તાન અને આફ્રિકામાં ઘણાએ એવાં ઉજડ જંગલો છે જેમાં ન તો ઝાડો હોય, ન પાણીના ઝરણાં રેતી અને પત્થરના મેદાનો સિવાય કોસો સુધી કંઇ દેખાઇ પડતું નથી. જ્યારે કોઇને એવા જંગલોમાં થઇને જવું પડે છે ત્યારે તે પોતાની સાથે ખાવા પીવાનો બધો સામાન પહેલેથી જ રાખી લે છે.

એમ નહીં કરે તો રસ્તામાં જ ભૂખ અને તરસને લીધે લોથ પોથ થઇ જાય. આવી જગ્યાઓમાં માત્ર ઉંટજ કામ આવે છે. કારણ કે તે ખાધા પીધા વિના કેટલાઓ દિવસ રહી શકે છે. અને ચાલવા અગાઉ એટલું પાણી પી લે છે કે કેટલાઓ દિવસ સુધી નિર્ભય થઇ જાય છે. આથી આરબ લોકો ઉંટને ખુબ ચાહે છે.

---

## પાઠ ૪૦ निरोगी आदमी.

## નિરોગી માણસ.

| | |
|---|---|
| सील ભેજ | विमारीयां-માંદગી, રોગો |
| पटाव-પૂરણી | सफाई-સ્વચ્છતા |
| सांस-શ્વાસ | मोहरी-મોરી |
| कोठरियां-ઓરડીઓ | पायखाना-જાંજરા |
| उजाला-અજવાળું, પ્રકાશ | नित-રોજ |
| मैले-મેલા | अवगुण-ખરાબ અસર, ગેરફાયદો |
| लीप पोत कर-લીપી ગુપીને | भीगे-ભીનો |
| कुडा-કચરો | तडके-સવારે, પરોઢીએ |

નિરોગી માણસથી વધીને બીજો કોઇ સુખી હોતો નથી. જયારે માણસને રોગ લાગી જાય છે ત્યારે મુખ ફીકકુ પડી જાય છે. એટલે સુધી કે પોતાનું જીવન ભારી થઇ જાય છે. નિરોગી રહેવાને માટે પોતાનું મકાન-ઘર એવી જગ્યાએ બંધાવો જ્યાં ભેજ ન હોય. ઉંચી જગ્યામાં ભેજ ઓછી હોય છે. મકાનની પૂરણી (બેઠક) ઉંચી રાખો. તેમાં બારણાં અને બારીઓ એટલાં હોવાં જોઇએ કે હવા

સહેલાઇથી આવી જઇ શકે. જ્યાં ઘણાં માણસો રહે છે ત્યાંની હવા શ્વાસ લેવાથી બગડી જાય છે. બારીઓ અને બારણાં હોવાથી આ બગડેલી હવા નિકળી જાય છે. મકાનમાં એવી નાની નાની ઓરડીઓ બનાવો નહીં જેમાં પ્રકાશ જઇ શકે નહીં. અંધારૂં મકાન મેલું રહે છે. મકાનના બંધ રહેવાથી હવા બગડી જાય છે. મકાન લીપી ગુંપીને સાફ રાખવું જોઇએ. કચરો મકાનથી છેટે ફેંકી દેવો જોઇએ. મકાન મેલું રહેવાથી હવા બગડી જાય છે અને રોગો પેદા થાય છે. મકાનની બહાર ચારે બાજુ સ્વચ્છતા રાખવી જોઇએ કારણ કે સ્વચ્છતા નહીં હોવાથી જે હવા બહારથી અંદર આવશે તે સાફ રહેશે નહીં. પાણી પણ મકાનની આજુંબાજું ભેગું થવું નહીં જોઇએ. તે પાણીની ઉપર થઇને જે હવા આવશે તે સારી નહીં રહેશે મોરી અને જાજરાં રોજ ધોવડાવવાં જોઇએ.

એવો ખોરાક નહીં ખાવો જોઇએ જે ગેરફાયદો કરે. સ્વચ્છ પાણી પીવું જોઇએ. પરસેવાથી ભીનાં કપડાં નહીં પહેરવાં જોઇએ. થોડી થોડી પણ રોજ કસરત કરવી જોઇએ. રાતે વખતસર સુવું અને પરોઢીએ ઉઠતું જોઇએ. ઉપરની બાબતો પર ધ્યાન આપવાથી માણસ નિરોગી રહી શકે.

---

## પાઠ ૪૨ આદમીકા શરીરકી બનાવટ.
## માણસના શરીરની રચના.

| | |
|---|---|
| बनावट–રચના | मिलाती है–જોડે છે |
| सिर–ડાકું | कनपटी–લમણાં |

भौं है-ભમર, ભવાં
पलके-પાંપણો
छेद-કાણાં
पहिचानते है-ઓળખીએ છીએ
खोपडी-ખોપરી
कंधों-ખભાં
हंसली-હાંસડી
पसली-પાંસળી
पीछेकी ओर-પાછલી બાજુએ

रीढ-કરોડ
पेडू-પેઢું
अंबरी सीना भी-ડુંટી જેવું.
तोंदी-ડુંટી
बाहें-હાથ
गट्टा या कलाई-કાંડું
घुटना-ઢીંચણ, ઘુટણ
पिंडली-પીડી
टखना-ઘુંટી

માણસના શરીરના ત્રણ મુખ્ય ભાગ છે. ડોકું, ધડ અને હાથ પગ. માથું અને ધડને ગરદન જોડે છે. ડોકાંનો બધાથી ઉંચો ભાગ જે આગળની બાજુએ છે તે માથુ કહેવાય છે. માથાની જમણી યા ડાબી બાજુએ લમણાં હોય છે. માથાની નીચે ભવાં છે. ભવાંની નીચે પાંપણ અને પાપણની નીચે આંખો છે. જેથી આપણે જોઇએ છીએ. આંખોની વચ્ચે નાક છે. એમાં બે કાણાં હોય છે તેને નસકોરાં કહે છે. તેમની મદદથી આપણે શ્વાસ લઇએ છીએ અને સુગંધ દુર્ગંધ ઓળખીએ છીએ. નાકની જમણી ડાબી (બાજુએ) ગાલ છે. અને ગાલોની સાથે મળેલા બન્ને બાજુ કાન છે જેના વડે આપણે સાંભળીએ છીએ. નાકની નીચે મોડું છે જેવડે આપણે ખાઇએ છીએ અને શ્વાસ પણ લઇએ છીએ મોઢાંની ઉંપર નીચે હોઠ છે અને તેની અંદર દાંત અને જીભ છે. આંખ, કાન, નાક, મોઢાંને ઇંદ્રીઓ કહે છે. ડોકાંના સર્વથી ઉંચા ભાગને ખોપરી કહે છે. જયાં ગરદન ધડ સાથે જોડાયલી છે ત્યાં બે હાડકાં ધડની વચ્ચેથી ખભાં

તરફ ચાલી ગયા છે. જેને હાંસળી કહે છે ધડમાં બન્ને તરફના હાડકાં પાંસળીઓ કહેવાય છે. પાછળની બાજુ જ્યાં આ હાડકાં મળે છે તેનું નામ કરોડ છે. કરોડમાં ચોવીસ ટુકડા હોય છે આ ટુકડા એ માટે બન્યા છે કે શરીર સહેલાઇથી વળી શકે. ધડની પાછળના ભાગ પીઠ છે આગળના મુખ્ય ત્રણ ભાગ છે. ઉપર છાતી છે વચમાં પેટ અને તેની નીચે પેડુ. પેટ અને પેડુ જ્યાં મળે છે તેની વચમાં એક ભંવર સરખું છે તેને ડુંટી કહે છે, જ્યાં હાથ ધડને મળ્યા છે તે બાંધ છે હાથના બે ભાગો છે જેના સાંધાને કોહણી કહે છે. જ્યાં હાથ અને પંજો જોડાયલા છે તે કાંડું છે. દરેક પંજામા એક એક અગુઠા અને ચાર ચાર આગળીઓ છે. આવીજ હકીકત પગોની છે. પગના વચ્ચેના સાંધાને ઘુંટણ કહે છે ઘુટણની ઉપરના ભાગને જાંગ અને નીચેનાને પીડી. પંજા જ્યાં પગ સાથે જોડાયલો છે તે ઘુટી છે. હરેક પંજામાં એક એક અગુઠો અને ચાર ચાર આંગળીઓ હોય છે. છોકરાઓ ! આ પ્રમાણે બધા મળીને તમારૂં શરીર બન્યુ છે.



શ્રી 'અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઇએ છાપ્યું બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળ—સુરત.